આમાં એ પણ બતાવ્યું છે કે સરજત ઉપર આધાર રાખનાર હોય છે પણ ઉદ્યમ અને ભાવી બંનેને ભાવી કરતાં ઉદ્યમ અધિકું છે.

'સહુ કો લોક લહઇ છઇ સરજ્યું, તે બોલ કેતા વાંચું,
ઉદ્યમ છઇ ઇમ પણિ ભાવી અધિકું, સમયસુંદર કહઇ સાચું.

[ ચંપકશ્રેષ્ઠિ કથા એ નામથી (૧) ૩૫૫ શ્લોકમાં, (૨) જયસોમ ( કવિ સમયસુંદર સાથે જેણે ઉપાધ્યાય પદ લીધું તે ગુણવિનયના ગુરૂ ). કૃત, (૩) વિમલગણિ કૃત, એમ ત્રણ જૈન ગ્રંથાવલિમાં નોંધાએલ છે. ]

**૨૪ ધનદત્ત ચોપાઇ** સં૦ ૧૬૯૬ આસો માસ. અમદાવાદમાં.

આ વ્યવહારશુદ્ધિ પર કથાનક છે. શ્રાવકે વ્યવહારમાં કેવી રીતે વર્ત્તવું એ આનો ઉદ્દેશ છે. શુદ્ધ વ્યવહાર—ચોખવટભર્યો વ્યવહાર કયો તે કવિ બતાવે છે. શ્રાવકના ૨૧ ગુણ ગણાવે છે.

વિણજ કરતઉ વાણીયઉ, સાહજી, ઓછું નાપઇ ટાંક,
અધિકું પિણ તોલઇ નહી, સાહજી, મનમાંહિ આણઇ સાંક—
સુણઉ રે ભવિકજન, શ્રાવક ગુણ ઇકવીસ કહિણિ પરઇ.

સખર વચન ન કહઇ નિખર. સા૦ નિખર સખર ન કહેઇ
જિણ વેલા દેવું કહ્યું, સા૦ તિણિ વેલા તે દેઇ—સુ૦

ઝૂઠું કદિ બોલઇ નહિ સા૦ સાચું કહઇ નિતમેવ,
પહિલઉ વ્યવહાર શુદ્ધિ ગુણ, સા૦ ઇમ કહ્યુ અરિહંતદેવ. સુ૦

લગભગ દોઢસો ટુંકનો આ રાસ છે. આની પ્રત અમદાવાદમાં, ધોરાજી અને પાટણના ભંડારમાં છે. પાટણના હાલાભાઇના ભંડારના ડાબડા ૮૨ માં પત્ર ૯ ની આ રાસની એક પ્રત છે તેની અંતે લખ્યું છે કે 'સર્વ ગાથા ૧૬૧ શ્રી સમયસુંદર મહોપાધ્યાયાનાં પૌત્રેણ પં. હર્ષકુશલ ગણિના સંશોધિતા. સા. હરજી ધનજી સુશ્રાવિકાગ્રહેણ.' પત્ર ૯. આ પરથી જણાય છે કે કવિની શિષ્ય પરંપરા હતી અને તે પૈકી તેના શિષ્યના શિષ્યનું નામ પંડિત હર્ષકુશલ હતું.

[ ધનદત્ત કથા ( ૧ ) શ્લોકબદ્ધ પત્ર ૨૪, ( ૨ ) ગદ્યમાં પત્ર ૧૦, ( ૩ ) પત્ર ૧૭ માણિક્યસુંદર કૃત, ૪ ) ૩૩૦ શ્લોકની, એમ ચાર અને સૌથી પ્રાચીન તાડ પત્રમાં લખેલી અમરચંદ્ર કૃત એમ પાંચ જૈન ગ્રંથાવલિમાં નોંધાયેલ છે. ]

**૨૫ સાધુવંદના** સં૦ ૧૬૯૭ ( લીં૦ ભંડાર )

**૨૬ પાપ છત્રીશી** સં૦ ૧૬૯૮ અહિમદપુરમાં. (પૂરણચંદજી નહાર પાસે પ્રત છે ).

૨૭ સુસઢ રાસ આ પ્રાપ્ત થયેલ નથી. [મૂળ આ કથા પ્રાકૃતમાં દેવેંદ્રસૂરિ કૃત ૫૩૭ ગાથામાં અને બીજી પ્રાકૃતમાં ૩૫૦ ગાથા, જૈન ગ્રંથાવલિમાં નોંધાયેલ છે. ]

૨૮ પુણ્યાઢ્ય રાસ ( ડહેલાનો અપાસરો તથા રત્નવિજયજીનો ભંડાર. અમદાવાદ)

૨૯ પુંજા ઋષિનો રાસ.

નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલિમાં થએલા એક મુનિના તપનું વર્ણન કરવા સમયસુંદર ઉપાધ્યાયે આ રાસ કરેલો જણાવ્યો છે. પાર્શ્વચંદ્રસૂરિ સંતાનીય વિમલચંદ્રસૂરિ થયા તેની પાસે પુંજા મુનિએ રાજનગરમાં વિ. સં૰ ૧૬૯૦ માં અષાઢ શુદિ ૯ ને દિને દીક્ષા લીધી, અને ત્યાર પછી ઉગ્ર તપ ક્રિયા કરી ૧૨૩૨૨ (?) ઉપવાસ કર્યાં અને બીજાં અનેક તપ કર્યાં. આ સર્વ તપની સંખ્યા વગેરે ઉક્ત રાસમાં આપી છે.

આ સિવાય કવિએ અનેક સ્વાધ્યાયો (સઝાયો), સ્તવનો, પદ વગેરે ટુંકી કવિતાઓ રચેલી છેઃ-

સઝાયો—મહાસતી યા મહાપુરૂષો પર લખેલી, અને બીજી વૈરાગ્યોપદેશક સઝાયો એમ બે પ્રકારે છે.

(૧) રાજુલ પર સઝાય. ( પ્રથમ ચરણ-રાજુલ ચાલી રંગ શું રે )
ગજસુકુમાલ સ૦ ( નયરી દ્વારામતિ જાણિયેજી )
અનાથી મુનિ સ૦ ( શ્રેણિક રયવાડી ચડયો )
બાહુબલિ સ૦ ( રાજતણા અતિ લોભિયા...વીરા મ્હારા ગજથકી ઉતરો )
ચેલણા સ૦ ( વીર વાંદી વલતાં થકાંજી........વીરે વખાણી રાણી ચેલણાજી )
અરણક મુનિ સ૦-( અરણિક મુનિવર ચાલ્યો ગોચરી )
કરકંડું સ૦-(ચંપા નગરી અતિ ભલી, હું વારી લાલ )
નમિરાજર્ષિ સ૦. પ્રસન્નચંદ રાજર્ષિ સ૦. સ્થૂલભદ્ર સ૦
મેઘરથ રાય સ૦-દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય-રૂડારાજા....ધન્ય ધન્ય મેઘરથ રાયજી, જીવદયા ગુણખાણ....)
શાલિભદ્ર સ૦ ( પ્રથમ ગોવાળિયા તણે ભવેજી, દીધું મુનિવર દાન....)
ભૂદેવ-નાગિલાની સ૦ ( અર્ધ મંડિત ગોરી નાગલા રે-આ દેશી વિનય વિજય અને યશોવિજય કૃત શ્રી પાળરાસમાં લેવાઈ છે ) અપ્રગટ.
ધનાની સઝાય-( જગિ જીવન વીરજી, કવણ તમારો શીષ )-અપ્રકટ.

(૨) નિંદા પર-( નિંદા મ કરજો કોઇની પારકી રે )
માયા પર-( માયા કારમીરે માયા મ કરો ચતુર સુજાણ. )
દાનશીલ તપ ભાવ પર-( રે જીવ જિન ધર્મ કીજીએ. )

ધોબીડા પર-( ધોબીડા તું ધોજે મનનું ધોતિયું રે. )

પંચમઆરા.

( શ્રાવકના ) એકવીસ ગુણ સ૦ ( પુરણચંદજી નહાર-કલકત્તા પાસે પ્રત છે )-
આ કદાચ વ્યવહાર સુદ્ધિ રાસનો ભાગ હોય.

## સ્તવનો

(૧) મુનિસુવ્રત સ્વામી સ્ત૦ ( પખવાસાનું સ્ત૦ )--૧૫ દિવસના ઉપવાસ કરવાના તપ ઉપર--( જંબૂદ્વીપ સોહામણો દક્ષિણ ભરત ઉદાર. )

ઋષભદેવ સ્તવન.

તીર્થમાલા સ્તવન ( શત્રુંજયે ઋષભ સમોસર્યા )

રાણકપુર સ્ત૦ સં૦ ૧૬૭૬ (રાણકપુર રળિયમાણું રે...શ્રી આદીશ્વર દેવ મન મોહ્યું રે)

અષ્ટાપદ ગિરિ સ્ત૦( મનડો અષ્ટાપદ મોહ્યો માહરોજી, નામ જપુ નિશિદીસ જી)

સીમંધર સ્ત૦ ( ધન ધન ક્ષેત્ર મહાવિદેહજી. )

શત્રુંજય મંડણ શ્રી આદિનાથ સ્તવન--સં૦ ૧૬૯૯ માં કવિના હાથનું લખાયેલું પંડિત લાલચંદ પાસે છે. ' સંવત સોલ ૯૯ વર્ષે ભાદ્રવા સુદિ ૧૩ દિને લિષિતં ॥ સ્વયમેવ ॥' એમ છેલ્લે ઉલ્લેખ છે. તેમાંની ૨૨ મી કડી

' ચંચલ જીવ રહે નહીંજી રાચઈ રમણી રુપ,
કામ વિટંબણ સી કહુંજી તું જાણઈ તે સરુપ. '

તે જિન હર્ષે પોતાના ' આદિજિન વિનતિ ' સવનમાં થોડા ફેરફાર સાથે લીધી જણાય છે.

(૨) પંચમી તપ પર નાનું સ્ત૦-(પંચમી તપ તમે કરો રે પ્રાણી.)

પંચમી તપ પર વૃદ્ધ (મોટું) સ્ત૦-ઢાલ ૩નું ( પ્રણમી શ્રી ગુરૂપાય નિર્મલ જ્ઞાન ઉપાય) જ્ઞાન પંચમી એ જૈનોમાં જ્ઞાન વૃદ્ધિ અર્થે એક ધાર્મિક પર્વ છે. આમાં જણાવ્યું છે કે.

જ્ઞાન વડો સંસાર, જ્ઞાન મુગતિ દાતાર
જ્ઞાન દીવો કહ્યો એ સાચો સદ્દહ્યો એ.

જ્ઞાન લોચન સુવિકાશ, લોકા લોક પ્રકાશ,
જ્ઞાન વિના પશુ એ, નર જાણે કિસ્યું એ.

એકાદશી વૃદ્ધ સ્ત૦ ૧૩ કડીનું. ( સમવસરણ બેઠા ભગવંત, ધરમ પ્રકાશે શ્રી અરિહંત ). મૌન એકાદશી નામના ધાર્મિક પર્વ પર જેસલમેરમાં સં૦ ૧૬૮૧

ઉપધાન તપ સ્ત૦-( શ્રી મહાવીર ધરમ પરગાસે, બેઠી પરષદ બારજી.)
પોષધવિધિ સ્ત૦-

(૩) **વિનતિ** એટલે સંબોધન રૂપે આપવીતિ-સ્વદોષ જણાવી પ્રભુની કરૂણા અને દયા માંગવા માટે જેમાં આર્જવ પૂર્વક વિનતિ કરવામાં આવી છે તેવાં વિનતિ સ્તવનો.

મહાવીર વિનતિ સ્ત૦ (વીર સુણો મોરી વિનતિ, કરજોડી હો કહું મનની વાત) આ જેસલમેરમાં વાચનાચાર્ય પોતે હતા ત્યારે બનાવ્યું છે.

અમર સરપુર મંડન શીતલનાથ વિનતિ સ્ત૦ (મોરા સાહેબ હો, શ્રી શીતલનાથ કિ, વીનતી સુણો એક મોરડી )

આલોયણ ( આલોચના ) રૂપે વિનતિ સ્ત૦

( ૪ ) છંદ—પાર્શ્વનાથ છંદ ( આપણ ઘર બેઠાં લીલ કરો. )

( ૫ ) દાદાજી સ્ત૦ ( ખરતર ગચ્છમાં પોતાની ગુરૂ પરંપરામાં થયેલ જિન કુશલ- સૂરિજી ' દાદાજી ' તરીકે ઓળખાય છે. ઘણા ચમત્કારી હોઈ તેમણે સમરતાં ઘણાને પરચા આપ્યા છે એમ મનાય છે. એવો પરચો કવિને મળ્યો હતો તેવું આ સ્તવનમાં જણાવેલ છે, તેમજ પોતાની કૃતિમાં પણ સ્તુતિ રૂપે તેમનું સાંનિધ્ય લઇને આવ્હાહન કરેલું છે. આદિ ચરણ-આયો આયોજી સમરંતા દાદાજી આયો. )

**સ્તુતિઓ**. પ્રભુ સ્તુતિ.

વિમલાચલ ઋષભ સ્તુતિ.

[૨૬]**કેટલાંક પદો**. વૈરાગ્ય-ઉપદેશ બોધક ટુંકાં કાવ્યોને ' પદ ' એ નામ અપાય છે. જે મળેલાં તે આ નિબંધમાં ઉદ્ધૃત કર્યા છે. આ બધાં હિન્દી ભાષામાં છે.

અન્ય કૃતિઓ—ઉપરોક્ત સિવાય અન્ય કૃતિઓ કવિની હોવાનો સંભવ છે. એ પૈકી ઋષિમંડળ પર પોતાની ટીકા કે સ્તવન-કંઇ પણ હોવી જોઇએ.[૨૭]

---

૨૬ ઉપરની સઝાયો, સ્તવનો, પદ વગેરે સર્વ મુદ્રિત થયાં છે. જુઓ જૈનપ્રબોધ સઝાયમાળા, રત્નસાગર, રત્નસમુચ્ચય, જૈન કાવ્યસંગ્રહ, ચૈત્યવંદનસ્તુતિ સ્તવનાદિ સંગ્રહ.

૨૭ કારણ કે ખ૦ શિવચંદ પાઠકે ૨૪ જિન પૂજા સં. ૧૭૭૯ ( નંદ મુનિ નાગધરણી ) વર્ષમાં આશો શુદ ૨ ને શનિને દિન જયપુરમાં રચેલ છે તેમાં સમયસુંદરની આ કૃતિનો પોતે આધાર લીધેલો જણાવ્યો છેઃ—

સમયસુંદર અનુગ્રહી ઋષિમંડલ, જિનકા શોભ સવાયા,
પૂજા રચી પાઠક શિવચંદે આનંદ સંઘ વધાયા-
રત્નસાગર ભાગ ૧ લો પૃ૦ ૨૮૮.

## કવિની અન્યે કરેલી પ્રશંસા.

આ સર્વ કૃતિઓ પરથી જણાય છે કે સમયસુન્દર એ એક પ્રતીષ્ઠિત, નામી કવિ, ગ્રંથકાર અને લેખક હતા. તેમના સમકાલીન, શ્રાવક–કવિ પ્રસિધ્ધ ઋષભદાસે પણ માત્ર નામથી ઉલ્લેખેલા પ્રસિદ્ધ કવિઓમાં સમયસુંદરને પણ ગણાવ્યા છેઃ—

સુસાધુ હંસ સમયો સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ
એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિં હું મુરખ બાલ.

–કુમારપાલ રાસ, રચ્યા સં૦ ૧૬૭૦.

આ પરથી સં૦ ૧૬૭૦ પહેલાં જ સમયસુંદરે શરચ્ચંદ્ર સમાન શીતલ વચન જેનાં છે એવા મોટા બુધ્ધિ વિશાલ કવિ તરીકેની ખ્યાતિ ઋષભદાસ જેવા ઉત્તમ અને તે યુગના એક આધારભૂત કવિ પાસે મેળવી હતી એ સ્પષ્ટ જણાય છે.

સં૦ ૧૬૭૦ પછી તો તેમણે અનેક સુંદર અને મોટી કૃતિઓ રચી છે અને તેથી તેમની ખ્યાતિ દિન પ્રતિદિન વધતી ગઈ છે. તેમની કવિતાઓના પ્રથમ ચરણો લઇને તેની દેશીઓ મૂકીને તે દેશીઓ પર અનેક જૈન કવિવરો—સારા સારા કવિઓએ ( સમકાલીનમાં ઋષભદાસ, અને પછીના આનંદઘન વિગેરે ) પોતાનાં કાવ્યો રચ્યાં છે એ વાત વિસ્તારથી હવે પછી સમજાવેલ છે.

વિશેષમાં તે પછીના જ અઢારમ સૈકામાં થયેલા એક કવિ નામે પંડિત જ્ઞાનતિલકના શિષ્ય વિનયચંદ્રે પોતાના સં૦ ૧૭૫૨ ના ફાગણ શુદિ ૫ ના દિને પાટણમાં ૪૨ ઢાલ અને ૮૪૮ ગાથાના ઉત્તમકુમાર ચરિત્ર રાસમાં પોતાની માહીતી આપતી છેવટની પ્રશસ્તિમાં સમયસુંદર માટે યથાર્થ જણાવ્યું છે કેઃ—

જ્ઞાન પયોધિ પ્રબોધિવા રે, અભિનવ શશિહર પ્રાય, સુ.
કુમુદચંદ્ર ઉપમા વહે રે, સમયસુંદર કવિરાય સુ. ૮
તતપર શાસ્ત્ર સમરથિવા રે, સાર અનેક વિચાર સુ.
વલિ કલિંદિકા કમલિની રે, ઉલ્લાસ દિનકાર. સુ. ૯

આ રીતે કવિરાજ સમયસુંદર જ્ઞાન સમુદ્ર માટે ભરતી આણનાર અભિનવ ચંદ્રમા સમાન, કુમુદ માટે ચંદ્ર સમ, અને શાસ્ત્ર સમર્થન કરવા તત્પર–શાસ્ત્રના ગર્ભમાંથી અનેક વિચારથી સાર–અર્ક કાઢનાર અને કમલના ઉલ્લાસ માટે જેમ સૂર્ય તેમ શાસ્ત્રનું ઉલ્લાસન કરનાર હતા.

## કવિની લઘુતા.

કવિએ પોતાનાં આખ્યાનો ઘણી સુન્દર, મનોરમ અને સાદી ભાષામાં આળેખ્યાં છે,

અને કવિત્વ બતાવ્યું છે; છતાં પોતે પોતાના નામ પાછળ 'કવિ' એ પદ ક્યાંય ધારણ કરેલું દેખાતું નથી; ઉલટું પોતાની લઘુતા તેમણે બતાવી છે.

૧ પ્રણમૌં ગુરૂ માતા પિતા, જ્ઞાનદૃષ્ટિ દાતાર,
કીડીથી કુંજર કરે, એ મોટા ઉપગાર.
ગારૂડ ફણીની મણિ ગ્રહે, તે જિમ મંત્રપ્રભાવ,
તિમ મહિમા મુઝ ગુરૂ તણો, હૂં મતિ મૂઢ સ્વાભાવ.
—પ્રત્યેકબુદ્ધરાસ.

૨ હું મૂઢ મતિ કિસ્યું જાંણું મુઝ વાણિ પણિ ન સવાદો રે,
પણિ જે જોડિ મેં રસ પડ્યો તે દેવગુરૂનો પરસાદોરે;
હું શીલવંત નહિ તિસો, મુઝ પોતે બહુ સંસારોરે,
પણિ શીલવંતનો જશ કહતાં મુઝ થાશે સહિ નિસ્તારો રે.
—સીતારામ ચોપાઇ.

પણ કવિ પોતે 'કવિ'નાં લક્ષણ એક સ્થલે જણાવે છે કે;

ચપલ કવીસરનાં કહ્યાં એક મન ને વચન એ બેઇરે,
કવિ કલ્લોલ ભણિ કહે, રસના વાહ્યા પણ કેઇરે,
—સીતા રામ.

## કાવ્યનો હેતુ

સાધુઓનાં ગુણ ગાવાથી અનંત લાભ છે, તેથી ભવનો અંત આવે. પ્રહસમે ઉઠી શીલવંતનાં નામ સહુ જપે છે તેથી હું પણ ભક્તિથી આ મૃગાવતી શીલવતીનું ચરિત્ર ભણું છું. દાન ઉત્તમપાત્રને દેવાથી અઢળક લક્ષ્મી થાય છે તેથી આ સિંહલસુતની દાન કથા કહું છું. જીભ પવિત્ર કરવા આ દમયંતી સતિનું ચરિત્ર કહું છું. કોઇને કલંક ન દેવું—પાપ વચન પરિહરવું એ સીતાનું દુખ જોઇ બોધ લેવાનો છે તેમ જ શીલ પાળી સીતાની પેઠે સુખ અને લીલવિલાસ પામો તે માટે સીતા રામનો સંબંધ કહું છું. અનુકંપાપર ચંપક શ્રેષ્ઠી, અને વ્યવહાર શુદ્ધ શ્રાવક ધર્મપર ધનદત્તની કથા કહુ છું—એમ કવિ જણાવે છે.

પોતાની કૃતિમાં મંગલાચરણમાં મહાવીર આદિ તીર્થંકર, ગૌતમસ્વામી, સરસ્વતી, સુમતિ, માતપિતા, ગુરૂ—દીક્ષાગુરૂને વિદ્યાગુરૂની, સ્તુતિ-સ્મરણ કરે છે તે પૈકી સરસ્વતી આદિની સ્તુતિ ખાસ ધ્યાન ખેંચે છે.

## સરસ્વતી સ્તુતિ

વીણા પુસ્તક ધારિણી સમરૂં સરસતિ માય,
મૂરખનૈ પંડિત કરૈ કાલિદાસ કહિવાય.
—ચાર પ્રત્યેક બુદ્ધ રાસ.

સમરૂ સરસતિ સામિની, પ્રણમું સદ્દગુરૂ પાય;
બે કરજોડી વીનવું, માગું એક પસાય.
સરસ વચન દીઉ સરસતિ, સુણતાં અમીય સમાણ;
સદ્દગુરૂ પણિ સાનિદ્ધ કરો, નિરમલ દિઉ મુઝ ગ્નાન.

—મૃગાવતી રાસ.

સમરૂ સરસતિ સામિણી, એક કરૂં અરદાસ;
માતા દેજે મુજ઼ગને કરૂં વચન વિલાસ.
સંબપ્રજૂન કથા સરસ ( ૧ ), પ્રત્યેકબુદ્ધ પ્રબંધ ( ૨ )
નલ દવદંતિ ( ૩ ) મૃગાવતી ( ૪ ), ચઉપઇ ચ્યાર સંબંધ.
આઇ તું આવી તિહાં, સમર્યાં દીધો સાદ
સીતારામ સંબંધ પણિ, સરસતિ કરે પ્રસાદ

—સીતારામ ચોપાઇ.

## સુમતિ

મુજને સુમતિ જગાઇયો, ઉઠ ઉઠ રે ઉઠ,
ગુણ વરણને ગરૂવા તણા, હૂં તુઝ પૂરસો પૂઠ.
તિણ મુઝ ઉદ્યમ ઊપનો, પંખીને જિમ પંખ,
એક લાભ વલિ કહે સુમતિ, દૂધ ભર્યો વલિ શંખ.

—ચારપ્રત્યેક બુદ્ધ રાસ.

## માતપિતા-ગુરૂસ્તુતિ

માતપિતા પ્રણમું સદા જનમ દીયો મુઝ જેણ,
વાંદું દીક્ષા ગુરૂ વલી, ધરમ રતન દિયો તેણ.
વિદ્યાગુરૂ વાંદું વલી, ગ્નાન દૃષ્ટિ દાતાર,
જગમાંહિ મોટા જાણિજ્યો, એ ત્રિહુંનો ઉપકાર.
એ ત્રિહુંને પ્રણમી કરી, છઠો ખંડ કહેસિ,
ષડ રસ મેલી એકલા સગલા સ્વાદ લહેસિ.

—સીતારામ ચોપાઇ.

આ સિવાય ચમત્કારી ગુરૂઓ પોતાના ગચ્છમાં પૂર્વે થયેલા તે જિનદત્તસૂરિ, અને જિનકુશલસૂરિ વગેરેનું આવ્હાહન કરે છે અને સાંનિદ્ધ માગે છે.—

શ્રી જિનદત્ત સૂરિ જાગતો, હવઇ પ્રણમું તસ પાય
અખંડ ૧૨ અક્ષર થકી, યુગ પ્રધાન કહિવાય.
જીતી ચોસઠિ જોગિણી, ક્ષેત્રપાલ બાવન્ન;
નામઇ ન પડઇ વીજલી, લોક કહઈ ધનધન્ન.

ખંડ બીજઇ સાનિધિ કરી જિમ શ્રી કુશલ સૂરીંદ,
તિમ ત્રીજઇ કરજ્યો તુમ્હે, હું પણિ છું મતિમંદ,

-મૃગાવતી ત્રીજા ખંડની આદિમાં.

આનાજ બીજા ખંડમાં જિનકુશલ સૂરિની સહાય માગી હતી.

શ્રી જિનકુશલ સૂરીસરૂ, સુણિ મોરી અરદાસ,
મુઝનઇ આળસ ઊપજઇ, મતિ પણિ નહીં પ્રકાસ.
ઉદાસીન મન માહરૂં, કહો કીમ કીજઇ જોડિ,
તું સદ્દગુરૂ જગિ જાગતાં, પૂરઇ વંછિત કોડિ.
પરતો એક મઇં પેખીઉ, નગર મરોટ મઝાર,
મેહ માગ્યો વૂઠો તુરત; ઇમ અનેક પ્રકાર.
તેણઇ તુજનઇં મઇં પ્રારથ્યો, સમરથ સાહિબ જાંણિ,
મઇં બીજે ખંડ માંડીઉ, તું શિઘ્ર ચાડિ પ્રમાણિ,

આ રીતે 'પરતો'-ચમત્કાર-પરિચય પોતાને મરોટનગરમાં જિનકુશલ સૂરિના નામ સ્મરણથી વાંછિત મેઘવૃષ્ટિ થયાનો પોતાને મળેલો કવિ સ્વીકારે છે. એ ઉપરાંત બીજો 'પરતો' પણ દેરાવરમાં પોતાને મળેલ તે હકીકત પણ પોતે તેમના સ્તવનમાં નોંધી છે.

આયો આયો જી સમરંત દાદોજી આયો,
સંકટ દેખ સેવકકું સદ્દગુરૂ, દેરાવર તેં ધ્યાયો જી-સમરંતા૦
દાદા વરસે મેહ ને રાત અંધેરી, વાયપિણ સબલૌ વાયૌ,
પંચ નદી હમ બૈઠે બેડી, દરીયે હો દાદા દરિયે ચિત્ત ડરાયો જી-સમરંતા૦
દાદા ઉચ્ચ ભણી પોહચાવણ આયો, ખરતર સંઘ સવાયો,
સમયસુંદર કહે કુશલ કુશલ ગુરૂ, પરમાનન્દ સુખ પાયો જી-સમરંતા૦

-[ પ્ર૦ રત્નસાગર ભા. ૧ પૃ. ૬૪૮ ]

ચાર પ્રત્યેક બુદ્ધના રાસની અંતે પણ જિનકુશલ સૂરિના સાંનિધ્યથી એ પૂર્ણ થયો એમ જણાવે છે.

વિમલનાથ સુપસાઉલે એ, સાન્નિધ્ય કુશલ સૂરીંદ,
ચારે ખંડ પૂરા થયા એ, પામ્યો પરમાણંદ—

## વાર્ત્તાનો ઉપયોગ.

કવિ પ્રેમાનન્દ, અને શામળના પુરોગામી આ કવિએ પણ વાર્ત્તાઓને કૌતુકવતી બનાવી વિમલવાણીમાં મૂકી. વાર્ત્તાઓનું મૂલ કથામાંનું વસ્તુ લઇ તેને મનમાં ખડી રાખી તેનામાં પોતાનો અનુભવ પૂરતા જઇ લોકોત્તર ગિરામાં મૂકતા જઈ રસની સાથે વાર્ત્તાના પ્રવાહનું અનુસંધાન કવિ રાખતો ગયો છે:

वार्त्ता च कौतुकवती विमला च वाणी लोकोत्तरः परिमल श्च कुरंगनाभेः
तैलस्य बिन्दुरिव वारिणि दुर्निवारमेतत्त्रयं प्रसरति स्वमेव भूमौ ॥

કૌતુકવતી વાર્ત્તા, વિમલ વાણી અને કસ્તૂરીમૃગની નાભિની લોકોત્તર સુગંધઃ આ ત્રણ પાણીમાં તેલનું ટીપ અનિવાર્યપણે પ્રસરે તેમ પૃથ્વી પર સ્વયમેવ પ્રસરે છે.

આ કવિ જૂની વસ્તુને નવા આકારમાં–નવી ભાષામાં—પોતાની માતૃભાષામાં મૂકતા જઇ તેને ખીલાવ્યે ગયો છે અને તેવી ખીલાવટમાં આવશ્યક એવી પ્રેરણા અને તર્ક શક્તિનો ઉપયોગ કવિ પોતે કવિ અને વાર્ત્તાકાર તરીકે કર્યે ગયો છે. વાર્ત્તાઓમાં લોકોનું અને સંસાર વ્યવહારોનું ચિત્ર-પ્રતિબિંબ કવિએ આળેખ્યું છે. તેનામાં પ્રેરણા છે, અને ક્લિષ્ટતા નથી.

## કૃતિઓ ભાષાન્તર નથી.

કવિ પ્રેમાનન્દે પૌરાણિક સાહિત્યનું અનુકરણ અને ભાષાંતર કર્યું તે પહેલાં જૈન સાધુઓએ પોતાની પૌરાણિક કથાઓનું અનુકરણ અને ભાષાંતર કરવાનો માર્ગ ઘણાં વર્ષોથી લઈ લીધો હતો. પ્રેમાનન્દને પુરાણમાંની કથાનું વસ્તુ લઇ તે પર પોતાના કવિત્વનો ઓપ આપ્યો અને તેના સમયને 'કવિત્વ' જો કાળની ઉપમા અપાય તો તેની પહેલાંના જૈન કવિ, નય સુંદર, આ કવિ, ઋષભદાસ વગેરેને 'ભાષાંતર કાળ' માં ઉદ્‌ભવેલા નહિ કહી શકાશે. કારણકે તેઓએ માત્ર ભાષાંતર નથી કર્યું પણ મૂળ વસ્તુ પર પોતાનાં 'કવિ કેળવણી'થી ચણેલા સુંદર રોગાનો–રંગોવાળાં ચણતર કરી તેમાં 'કવિત્વ' દાખવ્યું છે–એ બધા છુટથી અને છટાથી ભાષાદ્વારા મનોભાવ દાખવવામાં સફલ અને વિજયી થયા છે.

## દેશી દેશીઓ

સામાન્ય જન સમૂહમાં વાર્તા સાંભળવાનો અત્યંત રસ હોય છે અને તેવા વાર્ત્તાના રસીયાઓને-ભાવવાહી લોકભોગ્ય ભાષામાં એક ધારે વહેતી જૂદી જૂદી ઢાળો-દેશી રાગણીઓમાં પોતાની સ્વોત્પન્ન શક્તિથી કાવ્યમાં મૂકી આ કવિએ કથાનકો પૂરાં પાડયાં છે.

એવું કહેવામાં આવે છે કે ગૂર્જર સાહિત્યમાં કવિ પ્રેમાનંદે ગૂર્જર ભૂમિનાં જ 'વૃત્તસંતાનો'–ગૂજરાતી રાગો જેવા કે મારૂ, રામેરી, રામગ્રી આદિ દેશી રાગોનો બહુ છુટથી ઉપયોગ કર્યો છે; પરંતુ અત્રે મને કહેવા દો કે તેમના પૂરોગામી આ સમયસુન્દરે તેમની પહેલાં જ દેશી રાગોને અતિ વિસ્તૃત પ્રમાણમાં પોતાની સર્વ કૃતિઓમાં વાપર્યા છે, એટલું જ નહિ, પણ સમયસુંદરના સમકાલીન, અને તેમના સત્તરમા સૈકામાં જ થયેલ સર્વ જૈન કવિઓએ દેશી ઢાળો–રાગોનો જ ઉપયોગ કર્યો છે.

સમયસુન્દર તો દેશી રાગો-ઢાળો-દેશીઓના માર્મિક જાણકાર અને વાપરનાર હતા અને તે વાપરી જે સુન્દર કાવ્યો રચતા તે એટલે દરજજે સુધી પ્રસિદ્ધ થઇ ગયા હતાં કે તેમના પછીના જ નહિ, પણ નયસુંદર અને ઋષભદાસ જેવા તેમના સમકાલીન સમર્થ જૈન કવિઓએ પણ સમયસુન્દરનાં કાવ્યોની દેશીઓ ટાંકી તે દેશી ઢાળોમાં પોતાની કવિતાઓ રચી છે.

દેશી રાગો યથાસ્થાને વ્યાપરવામાં સમયસુંદરે વિવેચક બુદ્ધિથી કૌશલ દાખવ્યું છે.

(૧) સિંધુડે રાગે રે, સુણિ શૂરિમા જાગે રે;
અતિ મીઠી પણ લાગે ઢાલ એ સાતમી રે.

(૨) ગોડી રાગેં પહેલી ઢાળ, સમયસુંદર કહે વચન રસાલ.

× × × ×

ગોડી રાગ રસાલ બીજી ઢાલ કહી,
સમયસુંદર કહે એમ સુણતાં સરસ સહી.

(૩) ટોડીને ધન્યાશરીજી, નવમી ઢાલે રાગ,
સમયસુંદર કહે સાંભલોજી, જિમ ઉપજે વૈરાગ.

× × × ×

ઢાલ ભણી એ સાતમી, ધન્યાસિરિ રાગ સોહેરે,
સમયસુંદર કહે ગાવતાં, નરનારી મન મોહેરે.

(૪) ભલો રાગ ખંભાયતીરે, સોહેલાની ઢાલ છઠ્ઠી રે,
સમયસુંદર કહે શ્રાવકો રે, સાંભલતાં અતિ મીઠીરે.

યુદ્ધમાં વીર રસ ઉત્પન્ન કરાવવા યુદ્ધગીત 'કડખા' માં મૂકાય છે. હાલ ઝૂલણા છંદ યા પ્રભાતિયું જે રીતે ગવાય છે તેજ રીતે બારોટ ચારણાદિ ગાઈ તેને 'કડખું' નામ આપે છે. જૈન કવિઓ બનતાં સુધી યુદ્ધ સંગ્રામનાં ગીત આ કડખાની દેશીમાં જ મૂકે છે. સમયસુંદરે યુદ્ધ સંગ્રામનું ગીત-યુદ્ધ વર્ણન આ દેશીમાં મૂકયું છે અને છેવટે કહ્યું છે કે 'રામગ્રી રાગની ઢાલ એ પાંચમી, સમયસુંદર કહે જાતિ કડખો.—

ચડયો રણ ઝૂઝવા ચંડપ્રદ્યોત નૃપ, ચડતનાં તુરત વાજાં વજાયાં,
સુભટ ભટ કટક ચટ મટકિ ભેલા થયાં, વડવડા વાગીયા વેગેં ધાયા.—૧ ચડયો૦

( ગજવર્ણન ) શીશ સિંદૂરીયા પ્રબલ મદ પૂરીયા, ભમર ગુંજાર ભીષણ કપોલા,
સુંઢ ઉલાલતા શત્રુદલ ગાલતા, હાથીયા કરત હાલા કલોલા—૨ ચડયો૦

ઘંટ બાજે ગલે રહે એકઠા મલે, મેહ-કાલી ઘટા જાણે દીસે,
ઢલકતી ઢાલ ને શીશ ચામર ઢલે, મત્ત માતંગ રહે ભર્યા રીસેં—૩ ચડયો૦

હાલતા ચાલતા જાણે કરી પર્વતા, ગુહર ગુંજાર ગંભીર કરતા,
ચંડપ્રદ્યોત રાજા તણા કટકમેં, હસ્તી લાખ દોય મદવારિ ઝરતા—૪ ચડયો૦

( અશ્વવર્ણન ) દેશ કાશ્મીર કંબોજ કાબુલ તણા, બેત્ર ખુરસાણુ સુધા બુખારા,
અવલ ઉત્તર પવન પાણી પંથા વલી, ભલ ભલા કચ્છી તેજી તુખારા—૫ ચડયો૦
નીલડા પીલડા સબલ કંબોજડા, રાતડા રંગ કવિલા કિહાડા,
કિરડીયા કાલૂઆ ધૂંસરા દૂસરા, હાંસિલા વાંસલા ભાગ જાડા—૬ ચડયો૦
પવન વેગ પાખર્યા ફોજ આગલ ધર્યા, ચાલતા જાણે ચિત્રામ લેખ્યા,
એહવા અશ્વ ઉજેણી રાજા તણે, કટકમેં લાખ પંચાસ સંખ્યા—૭ ચડયો૦

( પાયક વર્ણન ) શિર ધરે આંકડા બાંહે પેહેરી કડાં, ભાજની પરતના બોલવાલા,
એકથી એકડા કટક આગલ ખડા, શૂર વીર વાંકડા સુભટ પાલા—૮ ચડયો૦
સબલ કાંધાલ મૂછાલ જિન સાજિયા, લોહ મય ટોપ આટોપ ધારા,
પંચ હથિયાર હાથે ને બાથે ભડિ, ભીમ સમ વડ ભલા પાલિ હારા—૯ ચડયો૦
તીર તર કસ ધરા અભંગ ભટ આકરા, સહસ જોધાર સંગ્રામ શૂરા,
ચંડપ્રદ્યોત રાજાતણે એહવા, સાત કોડિ સાથ· પાયક પૂરા—૧૦ ચડયો૦

( રથવર્ણન ) નિજ નિજ નામ નેજા ધજા ફરહરે ઘર હરે ઘોર નીશાણુ વાજા,
જરહ જોશાણુ કીયા લાખ બે રથ શીયા, સાથમેં ચંડપ્રદ્યોત રાજા—૧૧ ચડયો૦
ચાલીયા કટક જાણે ચક્રવર્ત્તિકા, ઘસરી ધૂલ ઉડે ગગન લાગી,
સમુદ્ર જલ ઊછલ્યાં સેષ પણુ સલસલ્યા, ગુહર ગોપીનાથકી નિંદ ભાગી—૧૨ ચડયો૦
ઈંદ્રિને ચંદ્ર નાગેન્દ્ર પણુ ખલભલ્યા લંક ગઢ પોલિ તાલાં જડાયાં;
સબલ સીમાલ ભૂપાલ ભાગી ગયા. ચંડપ્રદ્યોત રાજા ન આયા—૧૩ ચડયો૦
આવીયો ચંડપ્રદ્યોત ઉતાવલો, દેશ પંચાલની સીમમાંહે,
દુમુહ રાજા પણુ દેઈદિમામાં ચડયો, આવી સાહમો અડયો મન ઉચ્છાહેં-૧૪ ચડયો૦
ફોજ ફોજેં મલી બાટ ભટ ઊછલી, સબલ સંગ્રામ ભારથમંડાણો,
ભડેં ભડ મલ્યા ભૂપ ભૂપેં ભડયા, સુભટ સુભટેં અડચા દેખી ટાણો—૧૫ ચડયો૦
મુકુટ પરભાવેં રાજાન જીત્યો દુમુહ, કટકમાં પ્રગટ જસ પડહ વાગો,
કાછ લંપટ સદા કૂડ કપટી તદા, ચંડપ્રદ્યોત રાજાન ભાગ્યો—૧૬ ચડયો૦
નાસતો ભાજતો ચંડપ્રદ્યોત નૃપ, જાલિ કરી બેડીયામાંહે દીધો,
કટક ભાજી દશોદિશિ ગયું તેહનું, ‘ ધર્મ જય પાપ ક્ષય ’ વચન સીધો—૧૭ ચડયો૦
દુમુહ રાજા ન આયો ઘેર આપણે, કહે ઇહાં રાજ પંચ રાત પડખો,
રામગ્રી રાગની ઢાલ એ પાંચમી, સમયસુંદર કહે જાતિ પડખો—૧૮ ચડયો૦

આમ ઉજ્જયિનીના વિષયલંપટ રાજા ચંડપ્રદ્યોતને અને પંચાલના કંપિલપુરના રાજા દુર્મુખ સામેના યુદ્ધનું વર્ણન કવિએ કડખાની દેશીમાં આપ્યું; તેમ ‘ સિંધુડો ’ એ યુદ્ધના રાગમાં કવિએ કંચનપુરનાં કરકંડુ રાજા ચંપાના દધિવાહન રાજા પર ચડે છે તેનું વર્ણન કરે છે.

કરકંડુ રાજા રે, સુણિ કરત દીવાજા રે, તતકાલ વજાયાં, વાજાં ચઢતરાં રે.
કટકી કરી ધાયો રે, ચંપા પુરી આયો રે, તપ તેજ સવાયો રે, પુર વીંટી રહ્યો રે.
ગઢરો હો મંડયો રે, અભિમાન ન છંડયો રે, નિજ બોલ ન ખંડયો, નૃપ સાહામો અડયો રે.
રણ ભૂમિકા સૂડે રે, નાલગોલા ઊડે રે, ગડડંત ગયગુડે, શેષનાગ સલસલે રે,
સરણાઇ વાજે રે, સિંધૂડો સાજે રે શૂરવીર વિરાજે ઉંચા ઉચ્છલે રે.
પહેર્યા જિણ શાલા રે, ઉમટયા મેહ કાલા રે, શિર ટોપ તેજાલા ઝબઝબ ઝબકતા રે,
ભાલાં અણીયાલાં રે, ઉછાલે પાલા રે એક સુભટ મુછાલા, ચાલે ચમકતા રે.
વાજે રણતૂરાં રે, બેઉ દલ પૂરાં રે, એક એકથી શૂરા સુભટ તે સાથમેં રે.
જમકી જીભ લબકે રે, જાણે વિજલી ચમકે રે, તરવાર ઉઘાડી ઝબકે હાથમેં રે.
વહે તીર વચાલેં રે, આવંતાં ટાલે રે વયર પોતાનું વાલે તે સાસે નહી રે.
નવા નેજા ફરકે રે, વઢવાને થરકે રે પગ એક ન સરકે પાછા તે સહી રે.
મૂછે વલ ઘાલે રે, આગલથી ચાલે રે ફોજ આવંતી પાળે તે વલી વારકી રે.
એક પાગડા છોડે રે, નૃપ હોડાહોડે રે, અણીએં અણી જોડે ફોજાં મારકી રે.
છોડી આતસ બાજીરે, બેઉ રાજા-રાજી રે ન રહે ગજ વાજી ઝાલ્યા કેમ કિયે રે.
ઠાકુરબ પુકારે રે, બાપ બિરૂદ સંભારે રે આજ જય તે તુમ્હારે ભુજેં પામીયેં રે.
ભાજણરા સુસ લીધા રે, ગંગોદક પીધાં રે, ભલાં ભોજન કીધાં તાજાં ચૂરમાં રે.
રાણીરા જાયા રે, આમ્હા સામ્હા ધાયા રે ઘણા અમલ ખવરાયા ચડિયા શૂરમાં રે.
એક કાયર કંપેરે, ચિહું દિશિ દલ ચંપે રે, મુખ જંપે હાહા હવે કિણ દિશિ ભાગશું રે,
શૂરવીર ત્રાહુકે રે, હોંશે રણ ઢૂકે રે, મુખ ફૂકેં આવો આજ લટાપટ લાગશું રે.
સંગ્રામ મંડાણો રે, નહીકો તિસો શાણો રે, રાય રાણો સમજાવે જે બિહું રાયને રે.
હુંતી વાત થોડી રે, થઇ કલેશની કોડી રે, ન શકે કોઇ છોડી સમજાયને રે.
સિંધુડે રાગેં રે, સુણિ શૂરિમા જાગે રે, અતિ મીઠી પણિ લાગે ઢાલ એ સાતમી રે
સમયસુંદર ભાંખેરે, હવે વઢતાં રાખે રે, પદ્માવતી પાખેં એ કુણ મતિ સમીરે.

કવિએ અનેક દેશદેશાંતર ભ્રમણ કરેલ છે અને ત્યાં ત્યાંથી ગવાતાં ગીતોને-દેશીઓને લઇ તેમાં પોતાનાં કાવ્યો ગાયાં છે-સંગીત કાવ્યો રચ્યાં છે. પોતાના 'મૃગાવતી રાસ' માં જણાવે છે કેઃ-

સંધી પૂરવ મરૂધર ગુજરાતી, ઢાલ નવી નવ ભાતી,
ચતુર વિચક્ષણ તુમ્હે હોઇ, ઢાલ મ ભાંગજ્યો કોઇ.

એટલે સિંધની સિંધી, પૂર્વ હિંદની, મારૂવાડની મરૂધર અને ગુજરાતની ગુજરાતી ઢાળો નવી નવી પોતે કરી છે, તે ઢાળને હે શ્રોતા ! તમો ચતુર વિચક્ષણ હોઇને કોઈ ભાંગતા નહિ-અખંડ રાખજો એટલે રાગથી અળગી નહિ કરતા-ગાયે જ જજો, કારણ કે

ભાંગી ચૂડિમેં નહી સકારા, તૂટિ લટિમેં જ્યું હારા,
ભાંગે મને ન સોહે વૈરાગી, તિમ ન સોહે ઢાલ ભાંગી.
કનક મુદ્રડી નંગ વિહુણી, રસવતી જેમ અલૂણી,
કંત વિના જિમ નારિ વિરંગી, રાગ વિણ ઢાલ ન ચંગી.

મીઠી ઢાલ રાગસિઉં મેલી, જિમ મિશ્રી દૂધ ભેલી,
તેહ ભણી ઢાલ રાગસિઉં કહ્યો, ચતુર તુમ્હે જસ લેયો.

આ ઉપરાંત ઢુંઢાડી (મારવાડ પાસેનો પ્રદેશ), મેવાડી, દિલ્લી વગેરેની દેશીઓ લીધી છે. (જુઓ ઉપર સીતારામ ચોપાઈ પર લખતાં જણાવ્યું છે તે)

હવે ઉપરના પ્રાંતની ઢાલો જોઇએ. સિંધી, એટલે સિંધ પ્રદેશની. પોતે મુલતાનમાં વસ્યા હતા અને ત્યાં અનેક સિંધીઓ વસતા હતા એમ તેમણે જણાવ્યું છે. તે લોકોમાંથી—

(૧) સિંધી ઢાળ. ૧. "રાગ-મારૂણી-ઝાંખર દીવા ન બલે રે, કાલરિ કમલ ન હોઇ,
છોરિ મૂરખ મોરી બાંહરી, મીયા જોરે પ્રીતિ ન જોઈ,
કન્હઇયા બે, ઇયારલ બાસિયા, જોવન જાસિયા બે, બહુર ન આસિયા.

એની ઢાલ—એ ગીત "સંધિ માહે પ્રસિદ્ધ છે." આ પ્રમાણે કવિએ સ્વહસ્તલિખિત પોતાની સીતારામ પ્રબંધ ચોપાઈમાં આઠમા ખંડની બીજી ઢાલમાં લખ્યું છે.

૨. સંધિની રાગ આસાઉરી. મન રાજી તો સું કરઇ કાજી; એ ઢાલ.

૩. રાગ આસાઉરી સિંધૂડો. ઢાલ સિંધની.

—આ બંને મૃગાવતી રાસમાં વાપરી છે.

(૨) પૂરવની ઢાળ.-રાગ હુસેની. ધન્યાસિરી મિત્ર.

ઢિલ્લી કે દરબારમેં લખ આવે લખ જાઇ, એક ન આવે નવરંગ ખાન જાકિ પઘરિ ઢલિર જાઇ.
—નવરંગ વેરાગીલાલ એ દેશી.

(૩) મરૂધર ઢાલ-(ઢુંઢાડી તથા મેવાડી)તો પુષ્કળ લીધી છે કારણ કે ત્યાં પોતે બહુ વાસ કર્યો છેઃ-કવિએ પોતે જણાવેલ તે પ્રમાણે નીચે મૂકવામાં આવેલ છે.

૧. વરસાંરી હોલી આવઇ, પ્રાહુણા—એ ગીત
૨. ભોજરાજારી ગીતરી. હાથીયાં રઇ હલકઇ આવઇ માહરઇ પ્રાહુણીરે-એહની ઢાલ.
૩. ઇડરીયો ઇડરીયો ઓલગાણે આબૂ ઉલગ્યાં આબુ ઉલગ્યોરે લાલ.
૪. તોરા કીજે મ્હારા લાલ, દારૂ પીજે જી, પડવે પધારો મ્હારા લાલ, લસરક લેજોજી.-
તેરી અજબ સૂરતિ મ્હાંકો મનડો રંજ્યો રે લોભી લંજ્યાજી-એ ગીતની ઢાલ.
૫. રે રંગ રત્તા કરહલા, મો પ્રીઉ રતો આંણુ, હુંતો ઉપરીકા દિનેં પ્રાણુ કરૂં ખુરબાંણુ
સુરંગા કરહલા રે, મો પ્રીઉ પાછો વાલ. મજિઠા કરહલા રે-એ દેશી રાગ મારૂણી.
૬. અમ્હાં માંકી ચિત્રાલાં કીઈ જોઇ, અમ્હાં મારૂડેં મેવાસીકો સાદ સોહામણો રે લો.
૭. રૂડીરે રૂડીરે બારણે સમલા પદમિનીરે. એ દેશી રાગ મારૂણી. -આ બધી મૃગાવતીમાં.
૮. રાગ આસાઉરી. સિંધૂડો મિત્ર. ચરણાંલી ચામુંડા રણે ચડે, ચખ કરી રાતા ચોલોરે
વિરતિ દાનવ દલ વિચિ, ધાઉ દીયો ધમરોલો રે—રારણાલી૦

૯. વેસર સોનાકી, ઘરિદે ચતુર સોનાર વે૦, વેસર પહેરી સોનાકી રંઝે નંદકુમાર વે૦
—એહ ગીતની. રાગ અસાઉરી.

૧૦. નોખારા ગીતરી–નોખારા ગીત મારૂયાડિ ઢુંઢાડિ માંહે પ્રસિદ્ધ છે.

૧૧. રાગ ખંભાયતી. સોહલાની જાતિ. અમાં મોરી મોહિ પરણાવિ હે અમાં મોરી.
જેસલમેરા મેરા જાદવાં હે—જાદવ મોટા રાય, જાદવ મોંટા રાય હો.
અમાં મોરી કદિ મોડીને ઘોડે ચડેહો—એ ગીતની ઢાલ.

૧૨. રાગ ખંભાયતી–સુંબરા તું સુલતાણ, બીજાહો થારા સુંબરાં ઓલગૂ હો–એ ગીતની ઢાલ.
–એ સુંબરાના ગીતની ઢાલ–જોધપુર મેડતા નાગોર નગરે પ્રસિદ્ધ છે.

૧૩. તિલ્લીરા ગીતરી ઢાલ–મેડતાદિક દેસે પ્રસિદ્ધ છે. (**આ સીતારામ પ્રબંધમાંથી છે.**)

(૪) **ગૂજરાતની**

૧. પોપટ ચાલ્યઉ રે પરણવા–એ સંસારી ગીતની ઢાલ ખંભાતમાં પ્રસિદ્ધ છે. (ચંપકશેઠ રાસ)

૨. ઢાલ ગામી ગૂજરાતી ફુલડાંની.

૩. રાગ વયરાડી–જાજારે બાંધવ તું વડો–એ ગૂજરાતી ગીતની ઢાલ.

૪. કપૂર હુયે અતિ ઉજલું રે, વલિ અનોપમ ગંધ—એ ગીતની ઢાલ.

આવી અનેક દેશીઓ ગીતો વગેરેની લીધી છે તે પરથી એમ સમજાય છે કે સ્રી ગીતો–લોકગીતોનું સાહિત્ય તે વખતે-કવિના જમાનામાં ઘણું હતું. એક સ્થળે એક એવી દેશી ઉતારી છે; જેમકે રાગ પરજીયો. ઢાલઃ—

સિહરાં સિહર મધુ સુરીરે, ગઢાં વડો ગીરનારી રે
રાંણ્યા સિરહર રૂકમિણીરે, કુંયરાંનંદ કુંમાર રે
કંસાસુર મારણ આવિને રે પલાદ ઉધ્ધારણ રાસ રમણ ધરિ આવ્યો
ધરિ આજ્યો ધરિ આજ્યો, હો રાંમ રાંમજી ધરિ આજ્યો.—એ દેશી.

આ પરથી કવિની અગાઉનાં કાવ્યો હતાં તે પૂરવાર થાય છે. 'સોરઠ દેસ સોહામણો સાહેલડી રે દેવાં તણો નિવાસ–એ ગજસુકુમાલની ચોઢાલીયાની' દેશી એક સ્થળે કહી છે અને બીજે સ્થળે સુબાહુ સંધીની ઢાલ કહી છે તે પરથી ગજસુકુમાલ પરથી ચાર ઢાલવાળું કાવ્ય તથા સુબાહુ સંધિ એ કવિના અગાઉનાં અન્ય કવિએ રચેલાં સુપ્રસિદ્ધ કાવ્યો હતાં તે સિદ્ધ થાય છે.

કવિ પોતે જોડેલાં કાવ્યોની પહેલી કડીની દેશી તરીકે પણ બીજાં પોતાનાં કાવ્યમાં મૂકી છે તે પરથી એમ સિદ્ધ થાય છે કે પોતાની દેશીઓ પર પણ પોતાને મોહ હતો. દાખલા તરીકે સીતારામ પ્રબંધમાં—

(૧) પ્રત્યેક બુદ્ધની બીજા ખંડની આઠમી ઢાલ.

(૨) સુણોરે ભવિક ઉપધાન લહ્યાં વિણુ કિમ સૂઝે નવકાર. એ સ્તવનની ઢાલ.
(આ ઉપધાન સ્ત૦ પોતાનું છે)

(૩) રાગ બંગાલો-ઇમ સૂણી દૂત વચન્ન, કોપીઓ રાજા મન્ન-એ મૃગાવતીની ચોપઇની બીજા ખંડની દશમી ઢાલ.

(૪) રાગ ધન્યાસિરી-સીલ કહે જગિ હું વડું, મુઝ વાત સુણો એક મીઠીરે-એ સંવાદ શતકની બીજી ઢાલ (આ સંવાદ શતક તે દાનશીલ તપ ભાવના સંવાદ પર ચોઢાળીયું સ્વરચિત છે તે)

(૫) શ્રેણિકરાય હુંરે અનાથી નિગ્રંથ ( અનાથી પર સઝાય )

(૬) આદરજીવ ક્ષમા ગુણ આદર ( ક્ષમાબત્રીશી )

(૭) હવે રાણી પદમાવતી જીવરાશિ ખમાવે. ( પ્રત્યેક બુદ્ધ રાસ ) વગેરે વગેરે અનેક ઉદાહરણ છે.

## રસાલંકાર જ કાવ્યનું લક્ષણ છે?

રસાલંકારવાળું કાવ્ય લખનારને જ કવિ કહેવાય એવો નિયમ સર્વાંશે ગ્રહણ કરી ન શકાય. રસાલંકારવાળું કાવ્ય કરવું શ્રમસાધ્ય છે અને તે પંડિતોને માટે-વિદ્વદ્‌ભોગ્ય થાય છે. જે સહજ સરલતાથી અખંડપણે વ્હેતા ઝરાની માફક સ્વાભાવિક, સરલતાથી રસિકભાવ અર્પતી કવિતા છે તે કાવ્ય નથી એમ કેમ કહી શકાય ? આવી કવિતામાં ચરિત્ર વિષયક ગ્રંથમાં ચરિત્રનાયકનું રસાળ અને ચિત્તવેધક કથાનક સુરસરીતિથી કવિએ વર્ણવેલું હોય છે ત્યારે માનવી વૃત્તિના ભિન્નભિન્ન દૃશ્યો વાચકની હૃત્પટ્ટિકા પર આબેહૂબ આલેખવાનું અમોઘ સામર્થ્ય કવિનું સ્થળે સ્થળે જણાઈ આવે છે. ભયપ્રદ યુદ્ધસંગ્રામ, રમ્ય સુરમ્ય સ્થાનો, રાજ્યાભિષેકના પ્રસંગો, અને નગરશોભાના અપ્રતિમ દેખાવો-એ સર્વનાં મનોહર રીતિથી વર્ણન કરેલાં હોય છે. આમાંના કેટલાંક વર્ણનો આ કવિનાં આપણે અગાઉ જોઇ ગયા. વિશેષ હવે પછી જોઈશું.

## પ્રકૃતિ પર કાવ્યો.

પ્રકૃતિનું સૌંદર્ય કવિ જે આંખથી જોઈ શકે છે તે પ્રકૃત--સામાન્ય જનો જોઈ શક્તા નથી. પ્રકૃતિના વિવિધ દેખાવ જોઈને સુંદર શબ્દ રચનાથી તેનું વર્ણન કરવામાં કવિનો ભાવ વહે છે અને તે ભાવથી સૌન્દર્યબોધ કરતો કવિ વિશેષ આકર્ષક બને છે. આપણા જૂના સાહિત્યમાં બહુ સુન્દર કાવ્યો આ સંબંધી મળતાં નથી, છતાં સામાન્ય એવા કંઈ નમુનાઓ મળી આવે છેઃ—

**વસંતવિહાર**

તેણે અવસરે સોહામણો, આયો માસ વસંત, સુરંગાં ખેલણાં.
રસિયા ખેલે બાગમેં, ગાયે રાગ વસંત, સુરંગા ખેલણાં.
બોલસિરી જાઇ જૂઇ, કુંદ અને મુચ કુંદ,–
ચંપક પાડલ માલતી, ફૂલી રહ્યાં અરવિંદ–
દમણો મરૂઓ મોગરો, સબ ફૂલી વનરાય,–
એક ન ફૂલી કેતકી, પીયુ વિણ હર્ષ ન થાય–

પુત્ર થકી પણ વાલહા રે, નવલ જમાઇ નેહરે —
માંન્યા ઇચ્છણાં માનણાં રે, દોડિ દેવાસે જાય,
દોડધાવ કરતા થકાં રે, કિણ મેલે પુત્રી થાય રે—
સમયસુંદર કહે મેં ભણી રે, એણીપરેં ત્રીજી ઢાલ,
**ગુજરાતી લોક પૂછજ્યો રે, તે કહેશે તતકાલ.**

—( દુમહ નામના બીજા પ્રત્યેક બુદ્ધનો રાસ. )

નમિરાજ ઋષિ નામના ત્રીજા પ્રત્યેક બુદ્ધના ચરિત્ર પરના રાસમાં કવિ પહેલાં સુદર્શન નામના નગરનું વર્ણન કરે છે તેનો મુખ્ય ભાગ જે આગ્રા નગરમાં કવિ તે રાસ રચી રહ્યા છે તેનું જ વર્ણન કરતો હોય તેમ જણાય છે. આગ્રામાં રચના સમયે ( સં૦ ૧૬૬૨ ) મહાન્ અકબ્બર સ્વર્ગસ્થ થયા પછી જહાંગીર બાદશાહ થયો હતો. મોગલ સલ્તનતના દરબારો અને તેની રાજધાની કેવી હોઈ શકે તેનું કંઈક વર્ણન સુદર્શન નગરના વર્ણનમાં કવિએ મૂકેલું છેઃ—

**નગર વર્ણન**

જંબૂદ્રીપ સોહામણો, ક્ષેત્ર ભરત રસાલ, દેશ અવંતી દીપતો, કદી ન પડે દુષ્કાલ.
**નગર સુદર્શન અતિ ભલું**, બહુ ઋદ્ધિ સમૃદ્ધિ, વારૂ વસે વ્યવહારીયા, દેશ દેશ પરસિદ્ધ.—**નગર૦**
ઉંચા મંદિર માલીયાં, ઉંચા રાજ પ્રાસાદ, દંડ ઉપર ધ્વજ લહલહે, કરે સ્વર્ગશું વાદ.
અંતેઉર જાણે અપછરા, ઇંદ્રે મૂકી આણી, દૈત્ય થકી ડરતે થકે, નિર્ભય ઠામ જાણી.
કિહાં કિણે રાજસભા જડી, મહેતા પરધાન, શેઠ સેનાપતિ સૂત્રવી, **ખોજા ને ખાન.**
કિહાં કણે છત્ર ધરાવતો, બેઠો ભૂપાલ, હુકમ ચલાવે આપણો, માને બાલ ગોપાલ.
કિહાં કણે ભૂપ આગળ ભલા, વઢે જેઠીમલ્લ, હુશીયાર રહે રવે રામલા, વાહે વલી ગાલ.
કિહાં કણે શુંઢ ઉલાલતા, ઝરતા મદવારિ, સુંદર શશિ સિંદૂરીયા, ઘૂમે દરબારિ.
કિહાં કણે ઘોડા જુલમતી, સોવન જડિત પલાણ, તાજા તેજી હીંસતા, દીસે દીવાણ.
કિહાં કણે વલી પાયક લડે, સામે હથિયાર, **એક** વાહે ઘા **એકને, એક** ટાલણહાર.
કિહાં કણે **ઘડીયાલાં** ઘડી, વાજે વારંવાર, કાલ જણાવે લોકને, રેહેજો હુશિયાર.
કિહાં કણે વલી નોબત તણા, વાજે નીશાણ, જાગોરે જાગો ધર્મ કરો, **લોકને કરે જાણ.**
કિહાં કણે કનક રૂપા તણી, પડે તિહાં **ટંકશાલ**, ગંજ ખજાના ઉપર રહે, બહુત **રખવાલ.**
કિહાં કણે બેઠા ચઉતરે, **કાજી કોટવાલ**, ઝગડો ભાજે લોકનો, ન લીધે લાંચ વિચાલ.
કિહાં કણે દોશી કાપડા, વેચે પટકૂલ, જેમ તેમ સાટું મેલવે, દલાલ વાતુલ.
કિહાં કણે બેઠા જવહરી, જવાહીર લેઇ જોય, મોતી માણક લાલડે, લાભ પામે સોય.
કિહાં કણે માંડયાં કંદોઇએં, સુખડી બહુ હાટ, ગુંદવડાં પેડા ભલા, દીઠે ગલે દાઢ.
કિહાં કણે સખરા સુરહીએ, ચૂઆ ચંપેલ, મહમહતા માંડયાં ઘણાં, મોઘરેલ ફૂલેલ.
કિહાં ઘંટા રણકે દેહરે, જિનબિંબ વિચિત્ર, શ્રાવક સ્નાત્ર પૂજા કરે, **કરે જન્મ પવિત્ર.**
કિહાં વલી સાધુને સાધવી, બેઠાં પોશાલ, દે ભવિયણને દેશના, વાંચે સૂત્ર રસાલ.
કિહાં ભલે આંક ભણે ઘણા, નીશાલે બાલ, છદુ બાર મુખેં કહી, ઘડો દે તતકાલ.

કિહાં કાજી મુલ્લાં પઢે, કિતાબ કુરાણ, કિહાં વલી બ્રાહ્મણ વેદીયા, ભણે વેદ પુરાણ.
કિહાં બજાર બાજી પડે, કિહાં ગીતને ગાન, કિહાં પવાડા ગાઇયેં, કિહાં દીજે દાન
કિહાં વલી નગરની નાયકા, બૈઠી આવાસ, હાવ ભાવ વિભ્રમ કરી, પાડે નર પાસ.
કિહાં વલી મોતી પ્રોઇયેં, કિહાં ફટિકની માલ, કિહાં પરવાલાં કાઢીયેં, હીંગલો હરિયાલ.
કિહાં ધાનના ઢગ માંડીયા, કિહાં ખડના ગંજ, કિહાં ઘી તેલ કૂડાં ભર્યાં, કિહાં કાષ્ઠના પુંજ.
ચઉરાશી ચઉટા ભલા, ભલી પોલ પ્રાકાર, ભલી બાજાર ત્રિપોલિયા, ભલા સકલ પ્રકાર.
નગર સુદર્શન વર્ણના, એ પહેલી ઢાલ, સમયસુંદર કહે હવે કહું, તિહાં કોણ ભૂપાલ.

આમાં ખોજા, ખાન, કાજી, કોટવાલ, જવેરી, ટંકશાલ, ઘડિયાલ, સરૈયા (અત્તર-વાળા), મુલ્લા-કુરાન, નાયિકા વગેરેને સ્થાન આપ્યું છે, તેમ જ ભૂપાલ પણ જહાંગીરી હુકમ વાળો (હુકમ ચલાવે આપણો. માને બાલ ગોપાલ) વર્ણવ્યો છે એટલું જ નહિ પણ જેને મલ્લબાજી, પટ્ટાબાજી, હાથીને ઘોડાના ખેલો પસંદ છે એવું જણાવ્યું છે તે જહાંગીર બાદશાહને લાગુ પડે છે. મોટી ઘડિયાલ અકબર બાદશાહના વખતમાં દાખલ થઇ હતી તેનો પણ ઉલ્લેખ કર્યો છે.

ચંપક શ્રેષ્ઠીની ચોપઇ સં૦ ૧૬૯૫ માં કવિએ રચી તેમાં કથા પ્રસંગમાં દુકાલનું વર્ણન કરતાં કવિ પોતાના સમયમાં સં૦ ૧૬૮૭ માં પડેલા દુકાળનું વર્ણન ટાંકે છે:—

### ૩ દુકાળનું વર્ણન

તિણિ દેસઇ હિવ એકદા, પાપી પડયઉ દુકાલ, બાલ વરસ સીમ બાપડા, કીધા લોક કરાલ.
વલિ મત પડજ્યો એહવઉ, કાલ મહા વિકરાલ, જિણિ વિછોડયા માબાપ સુત, ભાગા સબલ ભૂપાલ.
ખાતાં અન્ન ખૂટી ગયા, કીજઇ કુંણ પ્રકાર, ભુખ સગી નહી કેહની, પેટ કરઇ પોકાર.
સગપણ કોઈ ગિણઇ નહી, મિત્રાઇ ગઇ ભૂલ, કો કદાવિ માંગઇ કદે, તઉ માથઇ ચઢઇ સૂલ.
ત્રાણ મૂંકિ વડ માણસે, માંગવા માંડી ભીખ, તે પણિ કો આપઇ નહી, દુખીએ લીધી દીખ.
કે બઇયર મૂંકી ગયા, કે મૂંકી ગયા બાલ, કે માબાપ મૂંકી ગયા. કુંણ પડઇ જંજાલ.
બાપે બેટા વેચીયા, માંટી વેચી બયર, બયરે માંટી મૂકીયા, અન્ન ન દ્યઇ એ બયર.
પરદેશે ગયા પાધરા, સાંભલ્યઉ જેથિ સુગાલ, માણુસ સંબલ વિણ મૂઆ, મારગમાંહિ વિચાલ.
ગઉખે બઇઠ ગોરડી, વીંઝણે ઢોલતિ વાય, પેટનઇ કાજિ પદમિની, યાચઇ પરઘરિ જાઇ.
ભોજન અમૃત જીમતા, ખાતા દ્રાખ અખોડ, કાંટી ખાયઇ કોરટી, કે ખેજડનાં છોડ.
જતીયાં દેખી જીમતા, ઉભા રહતા આડિ, તે તઉ ભાવ તિહાં રહ્યા, જિમતાં જડઇ કમાડ.
દેવ ન પૂજઇ દેહરઇ, પડિકમઇ નહી પોસાલ, સિથિલ થયા શ્રાવક સહૂ, જતી પડયા જંજાલ.
રડવડતા ગણિ એ મુઆ, મડા પડયા ઠામિ ઠામિ, ગલીમાંહિ થઇ ગંદગી, ઘઇ કુણ નાંખણ દામ.
સંવત સોલ સત્યાસિયઈ, તે દીઠઇ એ દીઠ, હિવ પરમેસર એહનઇ, અલગઇ કરે અદીઠ.
હાહાકાર સબલઉ હૂઅઉ, દીસઇ ન કો દાતાર, તિણ વેલા કાઢયઉ તિહાં, કરિવા વલી ઉદ્ધાર.

હવે આપણે જોશીનું વર્ણન જોઇએઃ—

ઢાલ દસમી-કપૂર હૂયઇ અતિ ઊજલું રે. એહની. રાગ કેદારો ગોડી

રૂપ કીધું બ્રાહ્મણ તણું રે, ચાલ્યઉ નગર મઝારિ
હાથે લીધું ટીપણું રે, વાંચઇ તિથિ નઇ વાર. ૧
—જોસીયડઉ જાણુઇં જોતિષ સાર,
એતઉ નિમિત્ત પ્રકાશઇ અપાર—જોસિયડઉ૦
સ્નાન કરી તટની જલઇં રે, ઢલતા મુકયા કેસ,
માથઇં બાંધ્યું ફાલીયું રે. વારૂ બણાયઉ વેસ—જોસિ૦ ૨
તિલક કીધું કેસર તણું રે, વિચિમાંહિ નખસું ચીરિ,
અદભુત આડિ બિહુ ગમાં રે, સુંદર ચક્ર સરીરિ—જો૦ ૩
ધોલું ખારોદક ધોતીયું રે, જન્નોઈ સુવિસાલ,
હરિ વિષ્ણુ હરિ વિષ્ણુ મુખિ જપઇરે, તુલસીની જપમાલ—જો૦ ૪
હેમ કમંડલુ હાથમઇં રે, નીર ભરિઉ નિત જાણિ,
વેદ ભણઇં મુખિ વેદીયઉરે, કહઇ સહુનઇં કલ્યાણ—જો૦ ૫
ભમતઉ ભામા ઘરિ ગયઉરે, દીઠઊ કુબ્જા દાસિ,
સુંદર રૂપ સરલ તનૂરે, તતખિણ કીધું તાસિ—જો૦ ૬
અચરિજ દાસી ઊપનું રે, કીધું ચરણ પ્રણામ,
પૂછયું કેથિ પધારસ્યઉ રે, જમસ્યું ભોજન કામ?—જો૦ ૭
સત્યભામા મુઝ સામિની રે, આવઉ તસુ આવાસિ,
મોદક મીઠા આપસ્યું રે, દેસ્યઉ મુઝ સાબાસિ—જો૦ ૮
વિપ્ર બાહિરિ મુંકિ માંહિં ગઇ રે, દાસી ભામા પાસિ,
દીવ્ય રૂપ નવિ ઉલખીરે, રહિય વિમાંસિ વિમાંસિ—જો૦ ૯
કુબ્જા દાસી હું તુમ્હ તણી રે. કહી બ્રાહ્મણની વાત,
દઉડિ તેડી આવિ તેહનઈં રે, સિદ્ધ પુરૂષ સુવિખ્યાત—જો૦ ૧૦
વેદ ભણંતઉ આવીયઉ રે, દીધઉ આસિરવાદ,
ભામા ઊઠિ ઊભી થઇ રે, પ્રણમ્યા ચરણ પ્રસાદ—જો૦ ૧૧
ભામા ભગતિં ઇમ ભણઇ રે, એક કરૂં અરદાસ,
રૂકમણિનું રૂપ રૂયડું રે, મૂઝથી અધિક પ્રસાદ—જો૦ ૧૨
તિણિ તેહનઈં માનઇ ઘણું રે, કૃષ્ણજી કંત મુરારિ,
અધિક રૂપ કરિ માહરૂં રે, મનિસું તુમ્હ ઉપગાર—જો૦ ૧૩
ચિત્ત ઉત્તરઈં કંતનુરે, રૂકમણિથી એક વાર,
તઉ હું જાણું માહરૂં રે, જીવિત સફલ સંસાર—જો૦ ૧૪
વિપ્ર કહિં વિધિ છઇ ઘણી રે, તે જઉ સર્વ કરેસિ,
તઉ રૂપ થાસ્યઈ તેહવું રે, દેખી વિસમય ધરેસિ—જો૦ ૧૫
જે કહો તે સ્વામી હું કરૂં રે, વેગિ મ લાયઉ વાર,
મસ્તક મુંડિ તું આપણું રે, આભ્રણ સવિ ઊતારિ—જો૦ ૧૬

ખંડિત દંડિત અતિ જર્યાં રે, પહરી પુરાંણાં ચીર,
મસ્તક મુખ આંખિ મસિ ઘસીરે, સઘલું લેપિ શરીર—જો૦ ૧૭
જિમ કહ્યું તિમ ભામા કર્યઉં રે, અરથી ન દેષઇ દોષ,
દીસઈ રૂપ બીહામણું રે, જાણઇ ભુત પ્રદોષ—જો૦ ૧૮
ફુંડ મુંડ સ્વાહા રૂડ બુડ સ્વાહારે, અઠોતરસઉ વાર,
મંત્ર ગુણે અણબોલતી રે, હોસ્યઉ રૂપ અપાર—જો૦ ૧૯
ભામા હું ભુખ્યો થયઉરે, ભોજન દ્યઇ ભરપૂર,
બઇસાર્યઉ વિપ્ર જમાડવારે, પ્રીસ્યા બહુ ઘૃત પૂરરે—જો૦ ૨૦
પ્રીસ્યા લાડૂ ષાજલારે, વીવાહના પકવાન,
નિરષંતા સવિ નીઠ્વ્યાંરે, અચરિજ એ અસમાન—જો૦ ૨૧
રે રે વિપ્ર તું કૂણ છઇ રે, ત્રિપતિ ન પામઇ કિમ,
ઊઠિ ઊઠિ તું ઇહાં થકીરે, પભણઇ દાસી એમ—જો૦ ૨૨

—સં૦ ૧૬૫૯ મા રચેલ સાંબપ્રદ્યુમ્ન રાસ, લખ્યા સં૦ ૧૬૫૯.

આમાં બ્રાહ્મણ જોશીનું કેવું તદ્રૂપ ચિત્ર આપ્યું છે તે હાલના જોશી સાથે સરખાવવા જેવું છે. તેવી રીતે ચીતારાનું આબેહૂબ સ્વરૂપ કવિએ પોતાના એક અન્ય રાસ -બે હજાર વર્ષ પર થયેલ મૃગાવતી પરની ચોપાઈમાં આળેખ્યું છે તે અત્ર નીચે આપવામાં આવે છે. તેમાં કવિ પોતાના સમયની સ્થિતિ ભૂલી શકતો નથી. જે ચિત્ર ચિતારાએ દોર્યાં છે તેમાં રાતાં મોં અને ચુંચી આંખવાળાને માથે મોટા પાઘડા વાળા તિરંદાજ મુગલ અને કાબલી, કાળા હબસી, પાંડુવર્ણ પઠાણ, કુરાન કિતાબ વાંચતા બુઢા કાજીનાં ચિત્રો મૂકયાં છે, એટલું જ નહિ પણ માથે મોટા ટોપા ઘાલનારા ને કોથળા જેવા ઢીલા સુંથણા ( પાટલુન ) પહેરનારા છેડતી કરતાં કોપાયમાન થનારા ફિરંગીઓને પણ બાકી રાખ્યા નથી. આ અકબર-જહાંગીરના સમયમાં વેપાર અર્થે જૂદે જૂદે સ્થલે કોઠીઓ નાંખનાર અંગ્રેજો-પોર્ટુગીઝો છે. આમ કરી કવિએ સમય વિરોધનો દોષ વ્હોરી લીધો છે, અને એવો કાલ વિરોધ ઘણે સ્થળે દેખા દે છે, તેનાં દૃષ્ટાંતો ત્રણેક અગાઉ અપાઈ ગયાં છે.

ચતુર ચિતારો

**ખંડ ૨ જો ૫ મી ઢાળ. રાતડીયાં રમીનઈં કિહાંથી આવીયારે-એ દેશી**

**રાગ પરજીઓ.**

સકલ ચીતારામાંહિં સૂંદર રે, નિપુણ છઇ જેહનું નામ રે,
રાજમહલ દીધો તેહનઇ રે, વારૂ કરવા ચિત્રામરે
—ચતુર ચીતારો રૂપ ચીતરઇ રે.

ચતુર ચીતારો રૂપ ચીતરઇ રે, રાજમહલ તણી ભીંતિરે,
ન્યાન વિન્યાન નવાં કેલવઇ રે, રંજવા રાજાનૂં ચીતરે— ચતુર૦

ચઉદ સુપન પહિલાં ચીતર્યા રે, ચીતર્યા આઠ મંગલીક રે,
રામ સીતા રૂપ ચીતર્યા રે, લષમણ રામ નજીક રે— ચતુર૦

વળીરે વાનર હનુમંત ચીતર્યા રે, જેહનું લાંબું પુછરે,
રૂપ વિસિષ્ટ તણું ચીતર્યું રે, મોટી ડાઢી મોટી મુંછ રે— ચતુર૦

રૂપ લષ્યું રાવણ તણું રે, દસ માથાં ભુજ વીસરે,
ષડગ ચંદ્રહાસ તે હાથમઇં રે, શ્રવણ નયણ જસ વીસરે— ચતુર૦

ઇશ્વરનું રૂપ ચીતર્યું રે, અહિ આભરણ રૂંડમાલરે,
ચંદ્રકલા ગંગા સિરઇં રે, વૃષભ વાહન કંઠ કાલ રે— ચતુર૦

રૂપ બ્રહ્માતણું ચીતર્યું રે, ચતુર્મુખ બુઢો જટાલરે,
હાથ કમંડલ જલ ભર્યું રે, જનોઇ જપમાલ રે— ચતુર૦

રૂપ લિષ્યું શ્રી કૃષ્ણનું રે, મુરલી મનોહર શામ રે,
શંખ ગદા ચક્ર હાથમઈં રે, ચતુર્ભુજ અતિ અભિરામ રે— ચતુર૦

ચંદ સૂરજ નવગ્રહ ચીતર્યા રે, ચીતરિઉં ગણેસનું રૂપ રે,
પેટ મોટું સુંડિ ગજ તણી રે, ઉંદિર વાહન અનૂપ રે— ચતુર૦

ભલા નઇં ભારંડ પંષી ચીતર્યા રે, એક ઉદર ગાબડિ દોય રે,
જુગતિં ભષઇ ફલ જુજુઆં રે, જીવ જુદા બેઉ હોઇ રે— ચતુર૦

ગરૂડ મયૂર સુક સારિકા રે, પંખી રૂપ અનેક રે,
નિપુણ ચીતારઇ સઘલાં ચીતર્યા રે, વારૂ જાણે વિવેક રે— ચતુર૦

મુગલ કાબલી ચીતર્યા રે, મુખ રાતા ચુંચી આંષિરે,
માથઇ મોટા પાઘડ દૂમણા રે, તે જાંણઇ તીર નાંષિ રે— ચતુર૦

રૂપ ફરંગી ચીતર્યા રે, માથઇ મોટા ટોપ રે,
ઢીલા પહિરઈ સૂથણ કોથલા રે, છંટયા કરઇ બહુ કોપ રે— ચતુર૦

પંચવરણ આભાં ચીતર્યા રે, ચીતર્યા પોલિ પાગાર રે,
ચતુર ચીતારો જાંણ પણઇ ઘણું રે, ચીતર્યા સકલ પ્રકાર રે— ચતુર૦

હબસી કાલા, અતિ ઘણું રે, પાંડુર વરણ પઠાણ રે,
ગરઢા બૂઢા કાજી ચીતર્યા રે, વાંચતા કતેબ કુરાણ રે— ચતુર૦

નિપુણ ચીતારઇ દીઠો એકદા રે, મૃગાવતી તણો અંગૂઠ રે,
વસ્ત્ર અંતરિ પણિ પ્રગટીઓ રે, કાંતિ કરી અતિ સુદ્ધ રે— ચતુર૦

તેહ નઇ અનુસારઈ સઘલી ચીતરી રે, મૃગાવતી રાણીનું રૂપ રે,
સકલ કલા આપણી કેલવી રે, કીધો તેહનૂં સરૂપ રે— ચતુર૦

રૂપ ચીતરતાં રાણી તણો રે. સાથલિ પડયો મસિ બિંદ રે,
ચતુર ચીતારો વિલખો થયો રે, એહ જણાવઇ દુષ દંદ રે- ચતુર૦
બીજી વાર બિંદુ ભૂંસીઉ રે, વલિ પડયો તેણિ જ ઠામ રે,
વલી રે ચીતારઇ દૂરઇં કીઉ રે, એહનો ઈહાં નહી કામ રે- ચતુર૦
ઇમ વાર વાર તિહાં પડઇ રે, મસિનો બિંદ તે એક રે,
ચતુર ચીતારઇ દૂરઇં કીઉ રે, મન ધરી પરમ વિવેક રે- ચતુર૦
—મૃગાવતી ચોપઇ.

## વીણાધારી ગાયક.

### ઢાલ પનરમી–ખંભાયતી રાગ-જેસલમેરૂ જીરાઉલઈ રે–એ દેશી

સંબ પ્રજૂન કુમર ચલ્યા રે, વિદ્યાબલિ આવાસો રે,
રૂપ કીધું ચંડાલનું રે, કાંતિ કલા સુપ્રકાશો રે–૧

તોરે કોડડે વેદરબી, પરણિ કુયરી, મોરી માતજી, મન આસા પૂરૂં તાહરી રે– તોરે૦
ભોજક કટક નગરમહિં ભમઇ રે, ગાયઇં ગીત રસાલોરે,
વિચિ વિચિ વાયઇ વાસલી રે, એક વીણા એક તાલો રે– તોરે૦ ૨
હા હા હૂ હૂ અવતર્યા રે, દેવ ગાયક દિવ્ય રૂપો રે,
સંગીત ભેદ સમુચ્ચરઇ રે, સુંદર સકલ સરૂપો રે– તોરે૦ ૩
સપ્ત સ્વર ત્રિણ ગ્રામસું રે, મૂર્ચ્છના એકવીસ માનો રે,
સર મંડલ પૂરઉ જઈ રે, ચ્યાલીસ ને નવ તાંતો રે– તોરે૦ ૪
ટોલઇ ટોલઇ મિલઇં તિહાં રે, નરનારીના વૃંદ રે,
દેવ વિમાન થંભી રહઇં રે, પામઈ પરમાણંદો રે– તોરે૦ ૫
પામઇં સુખ સંયોગિની રે, વિરહણી રાહુ આરાધઇ રે,
ચંદ્ર વાહન મૃગ નવિ ચલઈ રે, નાદિ બંધ્યો નિસિ વાધઇ રે– તોરે૦ ૬
કાચિત હાર પરોવતી રે, અધવિચ નાંખી આવઇ રે,
કાચિત પ્રીયુ અણપ્રીસતી રે, ધી અણ પ્રીસ્યાં ધાવઇ રે– તોરે૦ ૭
કાચિત ગીત વિનોદિની રે, પ્રીયુ હટકી વિલખાણી રે,
કાચિત પગને માંડણે રે, અણ સુકી ઊજાણી રે– તોરે૦ ૮
કાચિત ધરિ ધીનઉ ધડઉં રે, નીસરિ મૂકી હલતોરે,
કાચિત ધાન ચૂલ્હઇ ચડયઉ રે, મુગધા મૂંકઇં બલતો રે– તોરે૦ ૯
કાચિત ન ગણઈ નાહલઉ રે, ગાલિ દેતઉ ઊછલતો રે,
કાચિત છાયલ છેહડઉ રે, ઉંચઉ લ્યઇ નહી રલતઉ રે– તોરે૦ ૧૦
કાચિત વીણુ ગુંથાવતી રે, નીસરી છૂટઇ કેસો રે,
કાચિત ભોલી ભામિની રે, અરધઉ પહિરઇં વેસો રે– તોરે૦ ૧૧

નાદઇ મોહ્યા મિરગલા રે, આપઈ આપણું સીસો રે,
નાદઇ મોહ્યા વિષધરા રે, ડોલઇ મૂકી રીસો રે- તોરે૦ ૧૨

નાદઇ મોહ્યા કૃષ્ણજી રે, નાદઇ ઇશ્વર નાચ્યઉ રે,
નાદઇ બ્રહ્મા વસિ કીયઉ રે, સુર રમણીસું રાચ્યઉ રે- તોરે૦ ૧૩

નાદઇ ચિત્ત વિનોદસું રે, દુખિયા કાલ ગમાવઇ રે,
નાદઇ સુખિયાં સુખ લહઇ રે, જોગી ચિત્ત રમાવઇ રે- તોરે૦ ૧૪

ચ્યાર વેદ તિમ પાંચમઉ રે, એ ઉપવેદ સવાદો રે,
વલિ વિસેષ વખાણીયઉ રે, નારીમોહન નાદો રે- તોરે૦ ૧૫

નાદ વિના સોભઇ નહી રે, પંડિતનઈ મુખિ વાણી રે,
માન વિના સોભઇ નહી રે, જિમ રાજા પટરાણી રે- તોરે૦ ૧૬

લવણ વિહુલી રસવતી રે, જિમતા સ્વાદ ન આપઈ રે,
લોક માહિં હાંસી લહઈ રે, કંઠ વિના આલાપઈ રે- તોરે૦ ૧૭

દીપક રાગ દીવા બલઇ રે, અગનિ વિના તતકાલો રે,
પંચમ નવપલ્લવ તરૂ રે, ઇમ સગલી રાગ માલો રે- તોરે૦ ૧૮

ગમતું ગાયઈ ડુંબડા રે, હીયડઇં હરષિત હોઇ રે,
નરનારી મોહી રહ્યા રે, સાંભલતાં સહુ કોઇ રે- તોરે૦ ૧૯

વૈદરભી વાત સાંભલી રે, તેડયા ડુંબ તુરંતો રે,
બાપ પુછઇ બઇસી કરી રે, ગવરાવ્ય ઓ ગુણવંતા રે- તોરે૦ ૨૦

પૂછ્યા કિહાંથી આવીઆ રે, સ્વર્ગ થકી સુખવાસો રે,
દ્વારિકા નગરી માંહિ થઇ રે, અમ્હેં આવ્યા તુમ્હ પાસો રે- તોરે૦ ૨૧

કુમરી કહઇ સુત કૃષ્ણનઉ રે, જાણઉ કુમર પ્રદ્યુન્નો રે,
સંબ કહઇ કુણ નોલખઇ રે, એહવા પુરૂષ રતન્ન રે- તોરે૦ ૨૨

કુમરી મન મોહ્યઉ ગુણે રે, રાગ ધરયો પરછન્નો રે,
જઈ પરણું તઉ તેહનઈ રે, નહિ તરિ અગનિ સરન્ન રે- તોરે૦ ૨૩

એહવે ગજ આલાનથી રે, છૂટઉ કરઇ વિનાસો રે,
કુણ નર ઝાલઈ તેહનઈ રે, જઇ ન સકઈ કો પાસે રે- તોરે૦ ૨૪

રાજા પડહ વગાડીયઉ રે, જે હાથીનઇ ઝાલઈ રે,
રાજા રંજયઉ તેહનઇ રે, જે માગઇ તે આલઇ રે- તોરે૦ ૨૫

ઢાઢી ઢંઢેરો છબ્યઉ રે, લોક અચંભઉ આણઇ રે,
ગાનઇં ગજ વસિ આણીયઉ રે, સહુ સાબાસી વખાણઈ રે- તોરે૦ ૨૬

માગઉ માગઉ માંગણઉ રે, પૂરૂં મુઝ પ્રતિન્યા રે,
રાંધણહારી કોઇ નહીં રે, દ્યઉ વૈદરભિ કન્યા રે- તોરે૦ ૨૭

રૂઠઇ રાજા ઇમ ભણુઈ રે, ગામ સીમથી કાઢઉ રે,
નગર વિટાલ્યુ ડુંબડિરે, એ ભાંજો આષાઢઉ રે- તોરે૦ ૨૮
ગાયણુ ગામ બાહિર ગયા રે, રાજાસુ નહિ જોર રે,
સંબ કહઈ પ્રજ્યૂમનઇ રે, વિદ્યાબલ કાંઇ ફેરઉ રે- તોરે૦ ૨૯

—સાંબ પ્રદ્યુમ્નરાસ, રચ્યા સં૦ ૧૬૫૯; લખ્યા સં૦ ૧૬૫૯.

## મૃગાવતીનું રૂપવર્ણન.

### બીજી ઢાળ નાયકાની, રાગ કેદારો.

તસ ઘરણી મૃગાવતી રે સુંદર રૂપ નિધાન રે, મૃગાવતી
ચેડાની સાતે સતી રે, એક એકથી પરધાન રે, મૃગાવતી
રૂપકલા ગુણુ રૂયડી રે લાલ, રૂયડૂં સીલ આચાર રે, મૃગાવતી ૧
સ્યામ વેણી દંડ સોભતાં રે લાલ, ઉપરિ રાખડી ઊપરે, મૃ૦
અહિરૂપ દેષણ આવીઊ રે લાલ, મસ્તકિ મણિ આટોપરે, મૃ૦ રૂ૫૦
બિહું ગમા ગૂંથી મીંઢલી રે લાલ, બાંધ્યો તિમિર મિથ્યાત રે, મૃ૦
વિચિ સઇંથો સીંદૂરીઊ રે લાલ, પ્રગટ્યો ધરમ પ્રભાતરે, મૃ૦ રૂ૫૦
શશિ દલ ભાલ જીત્યો થકો રે લાલ, સેવઇ ઇસિર દેવ રે, મૃ૦
ગંગાતટિ તપસ્યા કરઇ રે લાલ, ચિંતાતુર નિતમેવ રે, મૃ૦ રૂ૫૦
નયન કમલ દલ પાંખડી રે લાલ, અણીઆલી અનૂપરે, મૃ૦
હવિ વધતી હટકી રહી રે લાલ, દેષિ શ્રવણુ દોઇ કૂપ રે, મૃ૦ રૂ૫૦
નિરમલ તીષી નાશિકા રે લાલ, જાંણે દીવાની ધાર રે, મૃ૦
કાલિમા કા દીસઇ નહીં રે લાલ, ન બલઇ સ્નેહ લગાર રે, મૃ૦ રૂ૫૦
અતિ રૂડી રદનાવલી રે લાલ, અધર પ્રવાલી વિચાર રે, મૃ૦
સરસતિ વદન કમલઈ વસઇ રે લાલ, તસુ મોતિણકી માલ રે, મૃ૦ રૂ૫૦
મુખ પુનિમનો ચંદલો રે લાલ, વાણિ અમૃતરસ ભાવ રે, મૃ૦
કલંક દોષ દૂરઈ કીઉ રે લાલ, સીલ તણઇ પરભાવ રે, મૃ૦ રૂ૫૦
કંઠ કોકિલથી રૂયડો રે લાલ, તે તો એક વસંત રે, મૃ૦
એ બારે માસ સારિષો રે લાલ, રૂપઇ ફેર અનંત રે, મૃ૦ રૂ૫૦
કુંઅલી ( કુમળી ) બાંહ કલાચિકા રે લાલ, કમલ સુકોમલ હાથ રે, મૃ૦
રિદ્ધિ અનઈ સિદ્ધ દેવતારે લાલ, નિત્ય વસઇ બઇ સાથિ રે, મૃ૦ રૂ૫૦
રિદય કમલ અતિ રૂયડો રે લાલ, ધરમ બુદ્ધિ આવાસ રે, મૃ૦
કટિ લંકિં જીત્યો કેસરી રે લાલ, સેવઇ નિત્ય વનવાસ રે, મૃ૦ રૂ૫૦
ચરણુ કનકના કાછિબા રે લાલ, ઉન્નત અતિ સુકુમાલ રે, મૃ૦
નખ રાતા અતિ દીપતા રે લાલ, દરપણુ જિમ સુવિસાલ રે, મૃ૦ રૂ૫૦

દેવ ગુરૂ ધર્મ રાગિણી રે લાલ, અતિ દાતાર ઉદાર રે, મૃ૦
ભગતિ ઘણી ભરતારની રે લાલ, સ્ત્રીનો એ આચાર રે, મૃ૦ ૩૫૦
એ બીજી ઢાલ જાણુયો રે લાલ, નાયકા કેરી એહ રે, મૃ૦
સમય સુંદર કહઈ સાંભલો રે લાલ, રાગ કેદારઇ તેહ રે, મૃ૦ ૩૫૦

—સં૦ ૧૬૬૮ માં રચિત મૃગાવતી ચોપઇ, લખ્યા સં૦ ૧૭૧૫.

**દમયંતીનો ચંદ્રદ્વારા નલને સંદેશ.**

**ઢાલ ૫ મી ભાવનરી.**

હો સાયરસુત સોહામણો, સોહામણો રે, હો સાંભલિ સુગુણ સંદેસ
હો ગગનમંડલ ગતિ તાહરી, તાહરી રે, હો દેષઇ તું સગલા દેસ,
—દેષઇ સગલા દેસ.

ચંદલિયા સંદેશો રે કહે માહરા કંતનઇ રે—
થાહરી અબલા કરઇ રે અંદેસ, અબલા કરઇ રે અંદેસ,
નાહલીઇ વિહુણી રે નારી હું કયું રહું રે—

હો વાલમ મઇ તોનઇ વારીઉ, વારીઉ રે, હો જૂવટઇ રમવા તું મ જાય,
હો રાજ હારી નલ નીસર્યો, નલ નીસર્યો રે, હો વનમાંહિ ગયો વિલષાય
વારીયો રહો વનમાંહિ—

ચંદલિયા સંદેસો હો કહે માહરા કંતનઇ રે—
હો નલ તુઝસું હું નીસરી, નીસરી રે હો આગમ લીધો દુષ આધ
હો સુઝનઇ તું છોડી ગયો, એવડો કિસ્યો અપરાધ,
ચંદલિયા સંદેસો હો કહે માહરા કંતનઇ રે—

હો સૂતી મૂકી તઈં કાં સતી, કાં સતી રે, હો પ્રમદા ન જાણી તઇ પીડ,
હો હાથિ જિને પરણી હુતી, પરણી હુતી રે, હો ચતુર કર્ષણો કિમ ચીર— ચંદલિયા૦
હો ઝબકિ જાગી ઝૂરવા, ઝૂરવા રે, હો પ્રિય તું ન દીઠો પાસ,
હો વનિ વનિ જોઉં તુનઇ વાલહા, હો વાલહા, હો સાદ પણિ કીધા સો પચાસ— ચંદલિયા૦
હો નિરતિ ન પામી થાહરી નાહલા, નાહલા રે, હો પગિ પગિ મૃગલી પણિ પૂછી,
હો રોઇ રોઇ મુઇ રાંનમાં, રાનમાં રે, હો મહીઅલ પડી હું મુર્ચ્છિ— ચંદલિયા૦

હો કીધું તઈં ન તે કો કરઇ, કો કરઇ રે, કો પુરૂષાં ગમાડી પરતીતિ,
હો વિસ્વાસ ભાગો હવિ વાલહા, હો વાલહા રે, હો પુરૂષાં કેઇ પ્રીતિ— ચંદલિયા૦
હો દષ્ટાંત થાહરો નલ ! દાષસ્યઇ, દાષસ્યઇ રે, હો કવિયણ કેરી રે કોડિ,
હો પુરૂષ કુડા મહા કપટીયા. કપટીયા રે, હો ષરી લગાડી ષોડિ— ચંદલિયા૦

હો એહવા ચંદસું ઉલંભડા, ઉલંભડા રે, હો દીધાં દવદંતી નારી,
હો ચઉથી ઢાલ પુરી કરી, પુરી કરી રે, હો સમયસુંદર સુ વિચાર–
હો સમયસુંદર સુ વિચાર

—ચંદલીયા સંદેશો રે હો કહે માહગ કંતનઇ રે,

—સં૰ ૧૬૭૩ માં રચિત નલ દવદંતી રાસ, લખ્યા પ્રત. સં૦ ૧૭૬૬

કવિએ પોતાના સં૦ ૧૬૭૨ માં રચેલા પ્રિયમેલક રાસમાં રાજકુમારને સાહસિક બનાવી સમુદ્ર યાત્રા કરાવી તેનાં સાહસો વર્ણવ્યાં છે તેની વાનગી રૂપે એક કાવ્ય લઇશું. જે પ્રતમાંથી આ ઉતારવામાં આવ્યું છે તે સં૦ ૧૬૮૦ માં લખાયેલી પ્રત છે એટલે કે રચ્યા સાલ પછી આઠ વર્ષે જ અને તે વળી કવિના જીવનમાં જ લખાયેલી પ્રત છે, તેથી તે વખતની ભાષાનો નમુનો પણ આ કાવ્ય પૂરો પાડશે.

**ભાગ્ય પરીક્ષા**

**( ઢાલ ત્રીજી, વાલુંરે સવાયો વયર હું માહરૂંજી-મૃગાવતી ચઉપઇની એ ઢાલ )**

અમર્ષ કુમરનઇ આવીયોજી, કીયો સુઝશું પિતા કૂડી,
અવહીલ્યા જે આઘા પડઇજી, ધિગ તે જનમનઈં ધૂલિ. ૧
કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યોજી, ધનવતી ચલી ધણી સાથિ,
કંત વિહુંણી કિસિ કામિનીજી, અસ્ત્રી નઈં પ્રીયુ આથ. ૨

—*કર્મ પરીક્ષા કરણ કુમર ચલ્યોજી.

દેસ પ્રદેસે અચરિજ દેખસ્યુંજી, ભાગ્યનઉ લહસ્યું ભેદ,
સાજણ દૂજણ સમજીસ્યુંજી, ઇમ મનિ ધરીરે ઉમેદ. ૩ કરમ૦

યતઃ "દીસઇ વિવિહચ્ચરિયં જાણિજ્જઇ સજ્જણ દુજ્જણ વિસંસો,
અપ્પાણું ચ કલિજ્જઈ હિંડિજ્જઇ તેણ પુહવીએ."
આધિ રાતિ ઉઠિઉજી, સુંદરિ લીધી સાથિ,
સિંહલ સુત મહા સાહસીજી, હથિયાર તરવારિ હાથિ. ૪ કરમ૦
તુરત ગયો દરિયાનઈં તટઇજી, સમુદ્ર ચડયો સાહસીક,
પ્રવહણ બઇઠિઇ પરદ્વીપ ભણીજી, નારિનઇ લેઇરે નજીક. ૫ કરમ૦
આગલિ જાતાં દરિયઉ ઊછલ્યોજી, તિમ વલી લાગઉ તોફાન,
પ્રવહણ ભાગો કોલાહલ પડયઉજી, અતિ દુખ પડયઉ અસમાન. ૬ કરમ૦
પુન્ય સંયોગ્યઈં પામ્યઉં પાટીયોજી, ધનવતી લીધઉં આધાર,

* આ 'કર્મ પરીક્ષા કરણ કુમર ચલ્યોજી,' એ દેશી કવિના પછીના અનેક કવિઓએ પોતાની કૃતિઓ માટે લીધી છે. સમયસુંદરની કૃતિની દેશીઓ ઘણી પ્રસિદ્ધ થયેલી દેખાય છે.

નારિ સેંતી દુખ નીસરીજી, પામ્યઇ સમુદ્રનઉ પાર. ૭ કરમ૦
અબલા ચાલી તિહાંથી એકલીજી, વસતી જાઉં કિણુ વેગિ,
કંત વિહુંણી રૂપવંત કામિનીજી, ઉપજઈ કોડિ ઉદ્વેગ. ૮ કરમ૦
નગરિ નજીકિ નારી ગઇજી, પેખ્યો એક પ્રસાદ,
દંડ કલસ ધ્વજ દીપતાજી, નવલા સંખનઇ નાદ. ૯ કરમ૦
ધનવતી પુછે કાંઇ ધરમિણીજી, કહિ બાઇ કુણુ ઇ ગામ,
કુણુ તીરથ એહ કેહનઉજી, એ મહિમા અભિરામ. ૧૦ કરમ૦
ગામ કુસુમપુર ગુણતિલકઉજી, ઈંદ્રપુરી અવતાર,
પ્રિયમેલક તીરથ પરગડઉજી, સહુ જાણઈ સંસાર. ૧૧ કરમ૦
વેગા મિલઇ પ્રિય વિછડયઉજી, નિત તપ કરઇ જે નારિ,
ઇહાં બઇઠી અણબોલતીજી, પરતા પૂરઇ અપાર. ૧૨ કરમ૦
ધનવતી મૌન વરત ધરીજી, જાઇ બઇઠી જોગ ધ્યાન,
નાહ મિલ્યા વિણુ બોલું નહીજી, એહ બલીયો અસમાંન. ૧૩ કરમ૦
મન ગમતી ઢાલ મારૂણીજી, દુખિયાં જગાવઈ દુખ,
સમયસુંદર કહઇ સુણતાં થકાંજી, સુખિયાં સંપજઇ સુખ. ૧૪ કરમ૦

## દૂહા સોરઠી

કુમરઇ પણુ એક કોય, લાધઉં લાંબઉં લાકડઉં, તરતઉ તરતઉ તોય, પારિઈ પહુંતઉ પાધરઉ. ૧
જેહવઇ આગઇ જાય, નગર રત્નપુર નિરખીયો, રત્નપ્રભ તિહાં રાય, રાણી રતનાસુંદરી. ૨
રતનવતી બહુરૂપ, રાજા નઇ બેટી રતન, સુંદર સકલ સરૂપ, ભરજોવન આવી ભલી. ૩

## રાગ આસાઉરી–ઢાલ ચઉથી

(સહજિઈ છેહડઉં દરજણિ, સહજિઈ તેહડો વાલી રે, જારજોબન માતી. એહની ઢાલ ૪)

તિણુ અવસર વાજઈ તિહાંરે, ઢંઢેરાનો ઢોલ,
ચઉરાસી ચઉહુટે ભમઇ, બોલઈ વલિ એહવા બોલ રે,
રાજાની કુમરી મરિ રે, સાપ ખાધી કુમરી કો જીવાડઈ રે,

કુમરી કો જીવાડઈ રે—૨ આંકણી.

ગારૂડી નાગ મંતા ગુણ્યા રે, મરધા મોરી ગદ,
મણિ પણિ ડંક ઉપરિ મુકી હો, ગુણ ન થયઉ ગયા તે રદરે. ૩ રાજા૦
હિવ વૈદ્ય હાથ ઝાટકયારે, ઉપજે નહિ કોય ઉપાય,
મુરછાંગતા કુમરી મરઇ, જીવિત હાથમાંહિ જાઇ. ૪ રાજા૦
કુમર મહા અતિ કૌતગી રે, આણી ઉપગાર બુદ્ધિ,
પડહ છબ્યઉ નિજ પાંણિસુ, સા પુરૂસા સાચી સિદ્ધિ. ૫ રાજા૦

કુમર આંણ્યઉ કુમરી કન્હઇ રે, નિરમલ આણ્યઉ નીર,
ઉહલી મુંદડી આપણી રે, સહૂં છાંટયો કુમરી શરીર— ૬ રાજા૦
પાણી પાયઉં પ્રેમસું રે, ઉઠિ બઇઠી થઇ આપ,
કુમર ઉપગાર એ કીયઉ, બહુ હરખ્યા માઇ નઇ બાપ રે— ૭ રાજા૦
રૂપિઇં દીઠઉ રૂયડઉ રે, ગુણ દીઠઉ ઉપગાર,
ઉત્તમ કુલ તિણિ અટકલ્યઉ રે, પ્રગટિઉ પુણ્ય પ્રકાર— ૮ રાજા૦
રતનપ્રભ ગુણ રંજીયઉ રે, કીધઉં કુમરી વીવાહ,
દીધઉં કુમરનઇ દાયજઉ, અધિકઉ કુમરી ઉચ્છાહ રે— ૯ રાજા૦
રાતિ પડી રવિ આથમ્યઉ રે, જાગ્યઉ મદન જુવાંન,
રંગમહલ પહુંતા રલી વારૂ જાંણે ઇંદ્ર વિમાન રે— ૧૦ રાજા૦
વર પલ્લંક બિછાઇયઉ રે, પાથર્યા બહુ પટફૂલ,
અગર ઉખેવ્યા અતિ ઘણા રે, મહકઇ પરિમલ અનુકૂલ રે— ૧૧ રાજા૦
દીવા કીધા ચિહું દિસેઇ રે, રત્નવતી બહુ રંગ,
કુમર પલિંગ છોડી ધરતી સુયઇ, સુતઉ ધરતી તજિ સંગ રે— ૧૨ રાજા૦
ચતુર નારી મનિ ચિંતવઇ રે, કરમ ફુટઉં મુઝ કોય,
સેજ છોડી ધરતી સુયેઇ, રમણી જીવતઇ નઇ રોય રે— ૧૩ રાજા૦

યતઃ " ધરિ ઘોડઉ નઇ પાલો જાઇ, ધરિ ઘેણુઉં નઇ લૂખઉં ખાઇ,
ધરિ પલંગ નઇ ધરતી સોયેઇ, તિણુરી બઇરિ જીવતા નઇ રોયઇ "

પૂછયો કુમરી પ્રેમસુ રે, ભેદ કહિઉં ભરતાર,
એવઇં રાગ તુમ્હે આદરિઉં, કિમ રાગ તણઇ અધિકાર રે— ૧૪ રાજા૦
કુમરૂઇ મનમાંહિ અટકલઉં રે, સ્રી નઇ ન કહિયઇ સાચ,
વલી વિસેષ વાત સઉકિની, વદઇ પંડિત એહવી વાચા રે— ૧૫ રાજા૦
કુમરે કહિઇં વાત કેલવી રે, સુણિ સુંદરી મુઝ સંચ,
માબાપથી મઇં વીછડેઇ, રાખ્યઉ અભિગ્રહ રંચ રે— ૧૬ રાજા૦
સોસ્યું ધરતી સર્વદા રે, પાલિસિ સીલ પ્રતાપ,
સુંસ લીયઉં મઇં સુંદરી, મિલસેઇં નહિ જાં માઇ બાપ રે— ૧૭ રાજા૦
કહઇ કુમરી સુણ કંતજી રે, ધન્ય તુમ્હે ધર્યો નેહ,
ભગતિ માબાપ તણી ભલી, ઉત્તમ પુત્ર લક્ષણ એહ રે— ૧૮ રાજા૦
ભેદ જાણ્યઉ સહુ ભૂપતી રે, ચિંતાતુર થયઉ ચિત્ત,
કુમરનઇ પૂછ્યું કિહાં વસઉ, કુલવંસ કહઉ સવિત્ત રે— ૧૯ રાજા૦
કુમર કહો કુલ આપણુઉ રે, વંસ અનઇ વલી વાસ,
સમયસુંદર સહુ સુખી રે, રહી રત્નવતી નિરાસ— ૨૦ રાજા૦

—પ્રિય મેલક તીર્થ રાસ રચ્યા સં૦ ૧૬૭૨-લખ્યા સં૦ ૧૬૮૦.

ઉપદેશમય રાસ કવિએ રચ્યા છે. વ્યવહાર શુદ્ધિ રાખવા માટે કવિએ ધનદત્તનો રાસ રચી તે ધનદત્ત વાણિયો સાધુ પાસે વ્યવહાર શુદ્ધિ પાળવાનો નિયમ લઈ વેપાર કરતાં નુકશાન સહી આખર સ્વદેશ તજી પરદેશ જાય છે અને જીવન પર્યંત વ્યવહાર શુદ્ધિ રાખે છે તે તેના ચરિત્રથી બતાવી-પાત્રદ્વારા લોકને ઉપદેશ કવિએ આપ્યો છે. તે કાવ્યમાંથી નીચેનો એક ખંડ લઇ મૂકવામાં આવે છે:—

તું ધન તું કૃતપુણ્ય તું સાધ કહેં ધનદત્ત,
પણિ રૂડી પરિં પાલજે, નિશ્ચલ કરિ નિજ ચિત્ત- ૧
વ્યવહાર શુદ્ધપણું ગ્રહી, આયો આપણ ગેહ,
ભલો કિયો કહઇં ભારિજા, પણ દુકર છઇં એહ- ૨
વ્યાપાર માંડિઉ વાંણિઇં, સગલો બોલેં સાચ,
પાડ કહઇ તંત પાહિનઇં, ન વદઇં બીજી વાચ- ૩
સાચાં તોલાં તાકડી, સાચા ગજ શ્રીકાર,
ઉછો ધઇ નહીં આપણો, અધિકો ન લિઇં લિગાર- ૪
સાચ ઉપરિ રાચઇ નહી, લોક હહી કહેં એહ,
વિણજ વ્યાપાર મા(ઠો) પડયો, દ્રવ્ય સો આવ્યો લેહ- ૫
મુહલતિ પૂગી વાણિયા, આવી માગઇં દામ,
ઘરમાહિં દેવા નહીં, ચિંતાતુર થયો જામ- ૬
તેહવઇં બોલી ભારજા, સાંભલી સામી! વાત,
ધન તૂટાં લાગઇ ખરચ, કિમ ગમસ્યાં દિનરાતિ- ૭
ઘર ધંધા દુખ પાલણા, સાયર કૂખ સમાન,
એકાણિ રાતિં વીસર્યા, ગાહા પંચ સયાણ- ૮
રૂડું કરતાં પાહુઉં, આઇ કલિજુગ તેહ,
પણિ ધરમિં જય નેઠિ છઇં, હિયૈ રખઇ નર જેહ- ૯
સાચ કહ્યો તઇં સુંદરી, પણિ હિવ કરસ્યાં કેમ,
સોંસજ ભાજું સર્વથા, માંગણરો મુઝ નેમ- ૧૦
પરદેસ ચલિ સહૂં પાધરો, દરિયાં ચલિ સહું દેખિ,
લખમી તિહાં લહિઇ ઘણી, વારૂ ભાગ્ય વિશેષ- ૧૧
બધ્યર બોલી ચાલતાં, સાંભલયો ભરતાર,
હું બઇઠી વ્રત પાલેસ્યું, તું પાલે વ્યવહાર- ૧૨

આમાં વાણિયાણી કેવી બહાદુર રહી પોતાના પતિને શિખામણ આપે છે તે જોઇ શકાશે. 'ગામસ્યાં' 'કરસ્યાં' 'માંગણરો' એ મારવાડી રૂપો આમાં જણાય છે. કવિ મેવાડ મારવાડમાં જ બહુ ફર્યા છે-રહ્યા છે.

હવે કવિના સર્વ કાવ્યના કલશ રૂપ મહાકાવ્ય નામે સીતારામ પ્રબંધમાંથી પોતાની હસ્ત લિખિત પ્રતમાંથી કાવ્યનો એક નમુનો લઇએ તે પરથી કવિના સમયની તેમ જ પોતે વાપરેલી ભાષાનું સ્વરૂપ સમજાશે.

સીતાપર લોકાપવાદ.

આઠમો ખંડ. ઢાલ ૧ લી. રાગ મારૂણી.

[ અમાં મ્હાંકી ચિલા લિંગી જોઇ, અમાં અમામ્હાંકી, મારૂડે મેવાસી કો સાદ સોહામણો રે લો

એ ગીતની ઢાલ ]

સહિયાં મોરી સુણિ સીતાની વાત, સહિયાં, સહિયાં મોરી આપણે ધરિ રાખી, રાવણ રાજીયે રે લો૦સહિયાં૦
તે કામી કહિવાઈ સહિયાં, સહિયાં મોરી, તે પાસે એહાં પણિ લોકમેં લાજીયે રે લો૦ સહિયાં૦ ૧
સીતા સતીય કહાઇ, સ૦ સ૦ પણિ રાવણ ભોગવ્યાં પિણ સહી મુંકે નહી રે લો૦ સહિયાં૦
[1]ભૂખ્યો ભોજન ખીર સ૦ સ૦ વિણ જીમ્યાં છોડે નહી, ઇમ જાણો સહી રે લો૦ સહિયાં૦ ૨
[2]તરસ્યો ન છોડે નીર, સ૦ સ૦ પંડિત તો સુભાષિત તરસિયો કિમ તજે રે લો૦ સહિયાં૦
[3]દલિદ્રી લાધું નિધાન, સ૦ સ૦ કિમ છોડે જાણે ઇમ, વલિ નહિ સંપજે રે લો૦ સહિયાં૦ ૩
તિણ તું નિશ્ચય જાણિ, સ૦ સ૦ ભોગવિને મુકી પરી, સીતા રાવણે રે લો૦ સહિયાં૦
રામે કીધો અન્યાય સ૦ સ૦ સીતાને અપણે ઘરમાંહે આણણે રે લો૦ સહિયાં૦ ૪
લોકો મેં અપવાદ સ૦ સ૦ સગલે હી સીતા શ્રી રામનો વિસ્તર્યો રે લો૦ સહિયાં૦
અંતેઉર પરિવાર સ૦ સ૦ ભીરતલે લોકે કહ્યો તે મનમે ધર્યો રે લો૦ સહિયાં૦ ૫
એક દિવસ એક ઠામિ સ૦ સ૦ નગરીમેં મહિલાના ટોલ મિલ્યા ઘણા રે લો૦ સહિયાં૦
તિહાં એક બોલી નારિ સ૦ સ૦ અસ્ત્રીમે સબલા પુણ્ય આજ સીતા તણા રે લો૦ સહિયાં૦ ૬
દેવીને દુરલંભ સ૦ સ૦ તે રાવણ રાજાસું સીતા સુખ લહ્યો રે લો૦ સહિયાં૦
સીતા સતીય કહાઇ સ૦ સ૦ એ ન ઘટે એવડી વાત ઇમ બીજી કહ્યો રે લો૦ સહિયાં૦ ૭
એક કહે ચાલીએ સ૦ સ૦ અસ્ત્રીનું સીલ તાં લગિ કહિયે સાબતો રે લો૦ સહિયાં૦
જાં લગિ કામી કોઇ સ૦ સ૦ પ્રારથના ન કરે બહુ પરિ સમઝાવતો રે લો૦ સહિયાં૦ ૮
એહને રાવણરાય સ૦ સ૦ વીનતિને વચને કરિ વશિ લીધી ઘણું રે લો૦ સહિયાં૦
રાચી અસ્ત્રી રંગે સ૦ સ૦ તન મન ધન સગલું હી આપે આપણું રે લો૦ સહિયાં૦ ૯
એક કહે વલિ એમ સ૦ સ૦ સીતાને જાણે તુમ્હે જગિ સોભાગિણી રે લો૦ સહિયાં૦
નારી સહસ અઢાર સ૦ સ૦ અંદોદરિ સારિખી સહુને અવગણી રે લો૦ સહિયાં૦ ૧૦

---

× સરખાવો આ કવિના સમય પછી થયેલા શામભટ્ટની નંદબત્રીશીમાં

૧ અમૃત પીરસ્યું થાળમાં, આપે કરવા આહાર,
દીઠું પણ ચાખ્યું નહીં, પડ પાસા પોબાર.

૨ હંસ ગયો સરોવર વિષે, દીઠું અમૃતવાર,
પિધા વિના પાછો વળ્યો, પડ પાસા પોબાર.

૩ રત્ન અમૂલ્ય સુહામણું, લોભે ગયો તે ઠાર,
દીઠું પણ લીધું નહીં, પડ પાસા પોબાર.

